# ગાંધીમાર્ગ

લેખક:
પુરાતન બુચ



હરિજન આશ્રમ
સાબરમતી

# નિવેદન

ગાંધી રાષ્ટ્રીય સ્મારક નિધિમાં સહુએ યથાશક્તિ પોતાનો ફાળો આપ્યો. ગાંધીજીની પાસે વીસ વરસ રહ્યા પછી અને આશ્રમ જીવનનો અનુભવ લીધા પછી મને એ ફાળામાં આ નાનું પુસ્તક સમર્પણ કરવાની ઇચ્છા થઈ છે. નિત્ય સવાર સાંજ ગાંધીજી સાબરમતી આશ્રમમાં જે સ્થાને બેસીને પ્રાર્થના કરતા હતા ત્યાં નિયમિત બેસતાં બાપુનાં કેટલાંએ કથનો ગુંજી રહે છે. એવી શાંત પળોમાં બાપુજીનું સ્મરણ કરીને જે કાંઇ વિચારો આવ્યા તેમાંના ઘણા તો પ્રસંગોપાત છપાયા છે. કેટલા અપ્રગટ છે. તે અહીં પુસ્તક આકારે રજુ કર્યા છે.

'ગાંધીમાર્ગ' એવું આ પુસ્તકનું નામ વાંચીને કદાચ કોઇને થશે કે ગાંધીમાર્ગનું વૈજ્ઞાનિક રીતે નિરૂપણ કરીને અહીં તેનું સમર્થન કરવામાં આવ્યું હશે. પરંતુ મારે સ્પષ્ટ કરવું જોઇએ કે એવું મેં કાંઈ જ નથી કર્યું. છેલ્લાં વીસ વરસથી હરિજનોની સેવા દ્વારા ગાંધીમાર્ગનું યથાશક્તિ અનુસરણ કરવાનો પ્રયાસ મેં કર્યો છે એ દરમીઆન વિવિધ પ્રકારના અનુભવો થયા છે. પરંતુ જે વિચારોના ટેકાથી મારૂં સેવાકાર્ય વણથભ્યું હજી ચાલ્યું જાય છે તે જાહેર કરૂં તો કદાચ કોઇક સેવાક્ષેત્રમાં પ્રવેશ કરવા ઇચ્છનારાં ભાઇ બહેનોને ઉપયોગ થઇ પડશે એમ ધારીને આ પુસ્તક પ્રગટ કરૂં છું.

ગાંધીજીના અવસાન પછી તેઓને અનુસરનાર પોતાના અનુભવોની આમ અપક્ષે કરી લે અને સેવાનાં નવાં કાર્યો હાથ ધરવા માટે એકબીજા વધારે નિકટ આવે તે જ તેઓ તરફનો સાચો ગાંધી સ્મારક ફાળો ગણાય એવી સમજ પણ આ પ્રકાશનની પાછળ રહેલી છે.

હરિજન આશ્રમ,<br>સાબરમતી<br>તા. ૩૦મી જુન '૪૯

**પુરાતન બુચ**

# અનુક્રમણિકા





# ગાંધીજીએ શું આપ્યું?

## ૧

સાબરમતિનો હરિજન આશ્રમ જોવા આવેલા એક સ્વીસભાઇએ ગાંધીજીનું નિવાસ સ્થાન જોતાં જોતાં મને એકાએક જ પ્રશ્ન પૂછ્યો 'ગાંધીએ તમને શું આપ્યું?'

ઓચિંતા પુછાએલા આ પ્રશ્નનો ઓચિંતો જ ઉત્તર મેં આપ્યો: 'ગાંધીએ અમને રેંટીયો અને પ્રાર્થના આપ્યાં છે.'

'એ બંનેનો મેળ તમે કેવી રીતે બેસાડો છો?'

ગાંધીજીના નિવાસસ્થાનમાં ગોઠવેલી આરસની તકતી ઉપરથી મારી સામે નજર માંડીને સ્વીટ્ઝરલેંડના ભાઇએ ફરીથી ગંભીરતાથી પૂછ્યું.

'એ બન્ને અમારા દેશની સંસ્કૃતિનાં પ્રતીક છે, રેંટીઆ દ્વારા ગાંધીજીએ અમારૂં સ્થૂલ દરિદ્રય ટાળવાનો માર્ગ શોધી આપ્યો ને પ્રાર્થનાથી અમારૂં અધ્યાત્મિક દરિદ્રય ટાળ્યું.'

'પરંતુ તમારો દેશ તો પ્રથમથી જ ધર્મપ્રધાન છે ને?'

'હા એ ખરૂં છે. પરંતુ અમારો ધર્મ મંદિરો, પુસ્તકો અને રસોડાઓમાં પૂરાઇ ગયો હતો. તેને ગાંધીજીએ જીવનનાં બધાં જ ક્ષેત્રમાં આચરવાની રીત પ્રાર્થનાદ્વારા બતાવી છે. અમારે મન રેંટીઆ પર સૂતર કાંતવું એ યજ્ઞ છે, એટલે કે પ્રાર્થના છે. અમે કેવળ આંખો મીંચીને ઇશ્વરનું સ્મરણ કરીએ તેથી ગાંધીજીને સંતોષ ન હતો,

ગાંધીજીએ તો રેંટીયા પર સૂતર કાંતવાની ક્રિયાને જ યજ્ઞ એટલે કે પ્રાર્થનારૂપ બનાવીને એક સાથે બાહ્ય તેમજ આંતરિક જીવનનો વિકાસ થાય તેવી માનવતાપૂર્ણ ધર્મ આચરવાની રીત અમને બતાવી છે.'

ગાંધીજીના નિવાસ સ્થાન હૃદયકુંજમાં મૂકેલી આરસની તકતી વાંચી લીધા પછી એ ભાઇ ધીમેથી બોલી ઉઠયા: 'આ બુદ્ધનું મહાભિનિષ્ક્રમણ શું હતું?'

'બુદ્ધે દુનિયામાંથી દુ:ખનો નાશ કરવા માટે, દુ:ખનો ઉપાય શોધી કાઢવા માટે ગૃહત્યાગ કર્યો હતો તેને મહાભિનિષ્ક્રમણ કહેવામાં આવે છે.'

'ગાંધીજીએ પણ એ રીતે જ આશ્રમ છોડેલું?'

'હા, ગાંધીજીએ આ આશ્રમ સન ૧૯૩૦ ના માર્ચની બારમી તારીખે છોડયો ને પોતાની સાથે એંશી આશ્રમવાસીઓને લીધા.'

'તેમાં તમે પણ એક હતા કે?' સ્વીસભાઈએ વચ્ચે જ પ્રશ્ન પૂછયો.

'હા, મને પણ એ સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું...પછી ગાંધીજીએ એ વખતે એમ જાહેર કર્યું કે હિંદને સ્વરાજ નહીં મળે ત્યાંસુધી હું આશ્રમમાં પગ નહિ મૂકું. એમ કહીને તેઓએ મીઠાના સત્યાગ્રહ માટે દાંડીની યાત્રા આરંભી હતી.'

વાતો કરતાં કરતાં અમે ઉપાસના મંદિર પાસે પહોંચ્યા. ત્યાં મૂકેલી આરસની તકતી વાંચીને તેમણે થોડીવાર પોતાની આંખો બંધ કરી દીધી.

સવારનો સૂર્ય ઉગી રહેલો હતો. આકાશમાં તેજ પથરાઇ રહેલું હતું ને પક્ષીઓ આમતેમ ઉડતાં હતાં એ ઉંચા આકાશ સામે જોઇને ઘડીભર હું વિચારમાં પડી ગયો: ક્યાં આ સ્વીટ્ઝરલેંડનો પ્રવાસી ને કયાં આ આશ્રમની ભૂમિ!

'ગાંધીએ માત્ર હિંદને જ નહિ, પરંતુ આખી માનવજાતને સત્ય તથા પ્રેમનો પયગામ આપી દીધો છે.' તેમણે પોતાનાં ચક્ષુ ઉઘાડયાં ને શાંત ગંભીર સ્વરે એ બોલવા લાગ્યા: 'અમે તો એ મહાપુરૂષને જોયા કે સાંભળ્યા પણ નથી. છતાં તેઓનો સંદેશો સાંભળ્યો છે તે ઉપરથી અમને લાગે છે કે આ હરિફાઇ, હિંસા ને વેરથી ત્રાસેલી ધરતી ઉપર ગાંધીનો માર્ગ જ માનવીને સાચો માનવ બનાવનારો છે. ગાંધીએ એ વારસો તમને સોંપ્યો છે. હવે તમે એને લાયક બનો એવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. હું તો દુનિયાના બીજા છેડેના એક નાના પ્રદેશનો રહેવાસી છું. છતાં મારા હૃદયમાં અત્યારે જે શાંત ભાવના ધબકી રહી છે તે જ સૂચવે છે કે ગાંધી ભલે સ્થૂલ દેહે મરી ગયા હોય; પરંતુ સૂક્ષ્મદેહે તો તેઓ મારા તમારા ને સહુના હૃદયમાં જીવંત જ છે.'

'મને લાગે છે કે ગાંધીજીના અવસાનથી હિંદને સૌથી મોટી ખોટ તો આધ્યાત્મિક ક્ષેત્રમાં ગઇ છે.' ગાંધીજીનું સાબરમતી આશ્રમનું નિવાસ્થાન જોવા આવેલા એક સહૃદય અંગ્રેજે પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો.

તેમની સાથે ચાલતાં ચાલતાં મેં કહ્યું: 'તમારી વાત સાચી છે. ગાંધીજીના જવાથી અમારી આધ્યાત્મિક નેતાગીરી અમે ગુમાવી છે એ સૌથી મોટી આફત ઉભી થઇ છે.'

મારી વાતમાં સહમત થઇને, એ અંગ્રેજ સજ્જન આશ્રમની ભૂમિ ઉપર શાંત નજર ફેરવીને ફરીથી બોલી ઉઠયા: '...ને ગાંધીના જીવનની ખૂબી તો એ હતી કે તેમણે આધ્યાત્મિકતાને જીવનનાં નાનાં મોટાં કાર્યોમાં મૂર્તિમંત કરવાનું નૈતિક બળ દુનિયાના ભૌતિક પ્રવાહમાં ખેંચાઇ રહેલા માનવીને આપી દીધું હતું એમ તમને નથી લાગતું ?'

અંગ્રેજ ભાઇએ આ પ્રશ્ન પૂછીને મારી સામે જોયું, મેં જણાવ્યું:

'ખરું છે. તે સાથે જ ગાંધીજીએ પૂર્વની સંસ્કૃતિ ઉપરની પશ્ચિમના કહેવાતા સુધારાની ચઢાઇને ખાળી રાખવાનો સમર્થ પુરૂષાર્થ કર્યો. અમારૂં જીવન વિષેનું દૃષ્ટિબિંદુ ને તેનું મૂલ્યાંકન બદલવાનો પશ્ચિમે ઘણો ઘણો પ્રયાસ કર્યા છતાં એક અડગ દિવાદાંડીની માફક ગાંધીજીએ કેટલાંયે ભીષણ તોફાનો ને ઝંઝાવાતો વચ્ચે પણ હિંદી પ્રજાને શાંત માર્ગે દોરવણી આપવામાં સફળતા મેળવી.'

'હા, ને મોટું આશ્ચર્ય તો એ થયું છે કે અંગ્રેજોની સામે સતત લડવા છતાં, અંગ્રેજો ને હિંદીઓ વચ્ચે આજે વેર નથી પણ મિત્રતાનો સંબંધ જ કાયમ રહ્યો છે. વિશ્વના ઇતિહાસમાં આ એક વિરલ ને અજોડ ઉદાહરણ રહેવાનું છે કે ગાંધીના પંથ ઉપર ચાલનારી કરોડો હિંદીઓની બનેલી પ્રજાએ અંગ્રેજો સામે એવી સત્ય ને ન્યાયની લડત માંડી હતી, જેને અંતે બન્ને મિત્રો જ રહ્યાં છે!'

કંઇક પ્રસન્નતાથી એ અંગ્રેજ ભાઇ બોલી રહ્યા હતા. તેઓને હું ગંભીરતાપૂર્વક સાંભળતો હતો ત્યાં ઓચિંતો તેમણે મને પ્રશ્ન પૂછ્યો: 'પરંતુ તમને લાગે છે ખરૂં કે ગાંધીના હૃદયમાં હિંદના કરોડો ગરીબોને માટેનો જે અજોડ પ્રેમ ને સમભાવ હતાં તે ગાંધીના ચાલી ગયા પછીયે હજુ સચવાઇ રહેશે?'

'કદાચ એટલી કક્ષાએ અમે હિંદના ગરીબો સાથે ઐક્ય નહિ સ્થાપી શકીએ, કારણકે ગાંધીજીના હૃદયમાં જે ગરીબો પ્રત્યેની સમભાવના હતી તેના મૂળમાં ઇશ્વર જેને તેઓ દરિદ્રનારાયણ કહેતા તેની પ્રત્યેની અપૂર્વ આસ્થા હતી. એવી આસ્થા મેં હમણાં જ કહ્યું તેમ અમે અત્યારે તો ગુમાવી જ છે.' મેં શાંતિથી કહ્યું.

થોડીવાર સુધી અમે સાથે ચાલ્યા પછી અંગ્રેજભાઇએ કહ્યું: 'હિંદ તો એક ઉપખંડ છે. આવડા મોટા દેશનો વહીવટ કરવો એ માનવીના ગજાઉપરવટની વાત છે.. એ તો ગાંધીએ કહેલું તેમ ઇશ્વરનો સાથ હોય તો જ બની શકે. તમે ગાંધીએ આપેલી

શીખવેલી બધી જ વાતો ભૂલી જશો તો ચાલશે પણ તેઓએ જીવનભર જે ઇશ્વરનિષ્ઠા કેળવી હતી તેનો વારસો કોઇ પણ ભોગે સાચવજો એમ કહ્યા વગર મારાથી રહેવાતું નથી. હું તો ગયા વિશ્વયુદ્ધમાં લશ્કરમાં જઇને યુદ્ધ મોરચા ઉપર લડયો છું. એ કારમી હિંસાખોરીના અનુભવ પછી તમને કહું છું કે તમે ગાંધીના ચાલ્યા જવાથી હિંમત ન હારશો. તમારી શ્રદ્ધા ન ગુમાવશો, સંપૂર્ણ અંધકાર લાગતો હોય તો પણ ડરશો નહિ, તમને એટલું જ કહું છું કે ગાંધીમાર્ગમાંથી તમને જે ઇશ્વર નિષ્ઠાના સંસ્કાર મળ્યા છે તેનું તમે સંરક્ષણ ને સંવર્ધન કરજો, તો કેવળ આ ગાંધીએ જન્મ લીધો છે તે પવિત્ર ભૂમિનું જ નહિ, પરંતુ આખા વિશ્વનું કલ્યાણ કરી શકે એવું બળ માનવીના હૃદયમાં કોઇક કાળે પણ ફરીથી જન્મ પામશે ને ગાંધીએ અધૂરૂં મૂકેલું કાર્ય પૂર્ણ થશે ' આટલું બોલતાં એ અંગ્રેજભાઇ શાંત ને ગંભીર મુખમુદ્રા સાથે ઉપાસના મંદિર સામે એકી નજરે જોઈ રહ્યા.



# ગાંધીજીના અવસાન પછી—

**હિંદની** રાજસત્તા હાથ કર્યા પછી આપણે ગાંધીજીના જીવન દર્શનને ભારે કસોકીએ ચઢાવી રહેલા છીએ એમ નથી લાગતું ? ગાંધીજીએ ઉદ્બોધેલા આંતર જીવનની શુદ્ધિથી માંડીને રાજવહીવટી વિશુદ્ધિ સુધીના આદેશો કદાચ બહુ જ ટુંક સમયમાં વિસરાઇ જવાશે એમ અત્યારે નથી લાગતું ? આવા પ્રશ્નો આજે ઝડપથી પલટો લઇ રહેલા આપણા રાજકીય, સામાજીક ને આર્થિક જીવનની ગુંચવાએલી પરિસ્થિતિના પ્રત્યાઘાત રુપે પ્રત્યેક વિચારશીલ માનવીના મનમાં ઉપસ્થિત થઇ રહેલા છે ને આવા પ્રશ્નોનો ઉકેલ કરવા જેટલી ધીરજ ને સ્થિરતા આજના ઝડપથી પરિવર્તન પામી રહેલા વાતાવરણમાં કોઇને નથી રહેતી.

ગાંધીજીએ ઉચ્ચારેલું કે ' સૂતરને તાંતણે સ્વરાજ ' ત્યારે તો લોકોએ આ સુત્રની ને ગાંધીજીની યે ઠેકડી ઉડાવીને કહ્યું કે આ તો ઘડીઆળના કાંટા પાછા ફેરવવાની વાત કરનાર તરંગી માણસ છે; ફરી પાછા જંગલમય જીવન ગાળવાની વાત કરતા હોય તેવા જણાતા ગાંધીજીના સરળ જીવનના આદર્શનો આદેશ પણ એ રજૂ કરવામાં આવ્યો ત્યારે ઠીક ઠીક હાંસીને પાત્ર બન્યો હતો.

પરંતુ આજે હિંદમાં જે અજોડ ક્રાંતિ થઇ ચૂકી છે અને હજુયે એ શાંત ક્રાંતિ અચૂકપણે કાર્ય કરી રહેલી છે ત્યારે સહેજે પ્રશ્ન ઉદ્ભવે છે કે શું ગાંધીજીએ આપેલું જીવન દર્શન ખરેખર કસોટીએ ચઢવાનું છે ? કારણ કે આઝાદી હાંસલ થઇ ગયા પછી, ને દેશી રાજાઓનાં રાજ્ય રાતોરાત પ્રજાના હાથમાં આવી ગયા પછી એ પ્રાપ્ત કરવાનું બળ આપનાર એ ગાંધીજીના જ દર્શનથી છેક વિમુખ જઇને હાથ આવેલી સત્તાનો ઉપયોગ કરવા કેટલાક તત્પર થઇ રહેલા દેખાય છે.

સાત લાખ ગામડાંનો બનેલો આપણો દેશ દુનિયાંમાં સૌથી ગરીબ અને અજ્ઞાન છે. એટલે ગાંધીજીએ પોતાના શ્વાસેશ્વાસે રટણ કરેલું કે આપણા દેશનો ઉદ્ધાર કરવા માટે પ્રથમ ગામડાઓનો ઉદ્ધાર કરો ને એ માટે ગામડાના નાના ઉદ્યોગોને પુનર્જીવન આપો. પરંતુ ગાંધીજીના આ સાદને તેમના મૃત્યુ પછી જાણે ભૂલી જ જવાયો હોય તેમ પરદેશમાંથી થોકબંધ ગંજાવર યંત્રો આયાત કરીને મોટાપાયા ઉપરના ઉદ્યોગોનો વિકાસ કરવા પાછળ આપણી પ્રજાનું બળ ને નાણું વપરાઇ રહ્યું છે !

આમ ન છુટકે કરવું પડે છે. કારણ કે પરદેશો પાસે આપણાં લેણાં નાણાં નીકળે છે તે તેઓની પાસેથી કોઇક પણ ચીજો ખરીદ કરીનેજ વસુલ કરી શકાય તેમ છે એવી એક રૂપાળી દલીલ પણ કરવામાં આવે છે. પરંતુ જો ગરીબ ને કંગાલ પ્રજાના નાણાં યંત્રનાં સ્વરૂપમાં કે એવી જ એને બિનજરૂરી છે એવી ચીજની ખરીદી દ્વારા જ વસુલકરવાનાં હોય તો પછી પ્રશ્ન તો એ થાય છે કે ગાંધીજી પછી હવે હિંદના કરોડો ગરીબો પ્રતી અવાજ ઉઠાવીને ગરીબોના હિતની વિરૂદ્ધ વર્તનારનો વિરોધ કરવા જેટલું નૈતીકબળ હવે કોઇનામાં રહ્યું છે ખરૂં ? શું ગાંધી જીવનદર્શન આટલું બધું છીછરૂં પૂરવાર થશે કે જેથી એમ કહેવાશે કે ગાંધીજીના મૃત્યુને પુરૂં એક વર્ષ પણ નહોતું થયું એટલામાં જ તેના ચુસ્ત ગણાતા અનુયાયીઓએ ગાંધીજીના રેંટીયા, ખાદી, ગામડાં ને ત્યાંના ઉદ્યોગો વગેરેને તિલાંજલી આપી દીધી હતી ?

ગાંધીજીના અવસાન પછી હિંદી પ્રજાજીવન ઉપર એક ભીષણ અસર પડી રહી છે તેમાં પણ એમના સરળ જીવનના દર્શનની આકરી કસોટી થઇ રહેલી છે. ગાંધીજીનું વકતવ્ય ભલે માત્ર લાખો લોકો વાંચતા કે સાંભળતા. પરંતુ બીજા એવા કરોડો લોકો કોઇક દુરનાં અંધકાર ભરેલાં નાનાં ગામડાઓમાં

પડેલા હતા જેઓની પાસે ગાંધીની ભાષા વાંચવા માટેની દષ્ટિ ન હતી કે વાણી સાંભળવા જેટલી શ્રવણ શક્તિ ન હતી તે છતાં એક વિરલ ગણાય તેવી શ્રદ્ધાપૂર્વક એ અર્ધનગ્ન જેવી સ્થિતિમાં અર્ધભુખી જીંદગી બસર કરનાર વિશાળ જનતા ગાંધીના નામ માત્રમાંથી સંયમ અને શુદ્ધ જીવન જીવવાની અજાણ પ્રેરણા મેળવતી હતી.

જનતાનાં હૃદયમાં હજુયે ગાંધીજીનું એજ અજોડ સ્થાન છે. પરંતુ ગાંધીજીનું દર્શન જે રાજદ્વારી કાર્યકરોદ્વારા તેઓને પહોંચેલું એ કાર્યકરોના જીવનમાંથી હવે ધીમે ધીમે અકળ રીતે એ લુપ્ત થઈ રહેલું તેઓ જુએ છે! ગરીબ જનતાને ખબર જ નથી પડતી કે ગાંધીજી કહી ગએલા તેમાંનું કંઇ જ કેમ આ બધા હવે નથી કરતા? ગરીબ ખેડુતોને સમજણ જ નથી પડતી કે ગાંધીજી ગામડાઓની સેવા કરવા દિવસ રાત સૌને કહેતા હતા ને એમ કહેનારા તેમના કાર્યકરો હવે એકાએકજ શાથી શહેરોની ને પરદેશની સેવાના મારગે ચઢી ગયા છે? પરંતુ માત્ર ગરીબોના મનનીજ આ વિમાસણ છે એવું નથી. આજે તો સમાજના તમામ સમજદાર વર્ગના માણસો પણ આશ્ચર્ય વ્યક્ત કરીને અત્યારની અનવસ્થામાં કંઇ સૂઝ ન પડતાં માત્ર એટલું જ પૂછી રહેલા છે કે ગાંધીજીએ આઝાદી તો અપાવી પણ જે શાંત ક્રાંતિ કરીને તેમણે આ જગતમાં અજોડ ગણાતી એક સિદ્ધિ પ્રાપ્ત કરી તે શું હવે ખરેખર કસોટીએ નથી ચઢી? એજ ગાંધીજીના કાર્યકરો ગાંધીજીના જીવન-દર્શનને હવે ભૂલી રહેલા હોય એવું નથી લાગતું?

ગાંધીજીએ હંમેશાં આગ્રહપૂર્વક કહેલું કે પ્રજાની સહાનુભુતિથી જ કોઇ પણ રાજ્ય ટકી શકે છે, છતાં આજે એ સૂત્ર ભુલાઇ રહેલું લાગે છે. ત્યારે ગાંધીજીવનદર્શન દ્વારા આપણા રાજકીય, સામાજીકને આર્થિક જીવનમાં થયેલી ક્રાંતિના પાયા જ ફરીથી હચમચી રહેલા હોય એવી અસ્થિર ને ડામાડોળ પરિસ્થતિ

સર્જાઇ રહેલી લાગે છે. ગાંધીજી હતા ત્યારે તો કંઇ પણ આફત આવી પડતાં અથવા તો ન્યાયનું પૃથક્કરણ કરતાં વિચારભેદ ઉભો થતો ત્યારે, સહુકોઇ ગાંધીજી પાસે દોડી જતા. પરંતુ હવે ? એ ન્યાય ને સત્યના પૂજારી ચાલ્યા ગયા પછી કોણ નક્કી કરી આપે કે સાચું શું ને ખોટું શું.

ગાંધીજીના અવસાનથી જગતને ભારે ખોટ ગઇ છે. પરંતુ હિંદની પ્રજાએ તો વિવેકશક્તિ પુરી પાડનારૂં એક પરમ બળ ગુમાવ્યું છે. તે વિવેક શક્તિનો હ્રાસ થતાં કોનો વિનીપાત નથી થયો ? એટલે આપણે રાજદ્વારી કે સામાજીક ક્ષેત્રમાં જે કાંઇ પણ સિદ્ધિઓ હજુ પ્રાપ્ત કરી રહેલા છીએ તેને સાચવી રાખવાનું બળ સંગ્રહિત કરી રાખવું હોય-ને કરવું જ જોઇએ-તો આપણે સહુએ માત્ર પ્રજા સેવાની ભાવનાથી પ્રેરાઇને જાગ્રત કાર્ય કરવાની જરૂર છે. સેવા કરતાં કરતાં આવી મળેલી સત્તાનો ઉપયોગ પ્રજાના પ્રેમના ટેકાને બદલે લશ્કરના સહારાથી કરવાનો અવિવેક કરી બેસશું તો તેથી આપણો ને પ્રજાનો તથા આપણી નવી હાંસલ કરેલી આઝાદીનો પણ આપણે સર્વનાશ કરી બેસીશું એ સહુએ સ્મરણમાં રાખવું જોઇએ.



# આપણી નૈતિક ક્ષીણતા

પિતાનું અવસાન થાય ને જેમ તેનો પુત્ર ઉડાઉ ને અસહિષ્ણુ બની જાય તેવી જ રીતે રાષ્ટ્રપિતા ગાંધીજીનું અવસાન થતાં હિંદી પ્રજા ઉડાઉ ને અસહિષ્ણુ બની ગઈ છે. 'હજુયે વધારે ખોરાક આપો' 'હજુયે વધારે કાપડ આપો' 'હજુયે વધારે પરદેશી ચીજો લાવવા દો.' એવી બૂમો પ્રજામાં ચારેય તરફથી સંભળાય છે. પ્રજાને જાણે કોઇ વાતનો ધરવ જ નથી રહ્યો! એટલી બધી ભૂખ, એટલી ભારે દોડાદોડી ને એટલો ભારે અસંયમ સમગ્ર પ્રજામાં પ્રવર્તી રહેલ છે કે પ્રજાનો વિચારશીલ વર્ગ વિચારમાં પડી ગયો છે કે આ શું! આમ આખી પ્રજાને આ તે શી ઘેલછા લાગી હશે? હિંદી પ્રજાને આ થઇ શું ગયું છે?

હિંદી પ્રજાની અત્યારની ઉડાઉગીરીનું એક માત્ર કારણ એ છે કે પ્રજાના સંયમબળની સાક્ષાત મૂર્તિ સમા ગાંધીજી પ્રજાની વચ્ચેથી એકાએક ચાલી જતાં પ્રજાની સંયમવૃત્તિ પણ એટલીજ ત્વરાથી લુપ્ત થવા પામી છે. ગાંધીજી હતા ત્યારે પ્રજાના નાના, મોટા, ઉંચા નીચા, તમામ વર્ગને એમ થતું કે 'આપણાથી પરદેશી કાપડ તો ન જ પહેરાય' 'આપણાથી મોજશોખ તો ન જ મણાય' 'આપણાથી ગરીબોને દ્રોહ ન જ દેવાય.' હવે એ આખી ભાવના જ ગાંધીજીના અવસાન પછી પ્રજાના મનમાંથી જાણે વિલીન થઇ ગઇ છે. ઘરમાં માતા પિતાનું અવસાન થતાં જેમ નાનાં બાળકો નમાયાં છોરૂ જેવાં અસહાય ને ગરીબડાં બની જાય તેવી દીન દશા આજે પ્રજાની થઇ છે, તેને કોઇ વાતે કેમેય કરતાં તૃપ્તિ થતી જ નથી.

રાષ્ટ્રપિતા ગાંધીજીએ હિંદી પ્રજાને સ્વતંત્રતા અપાવી ખરી. પરંતુ એ કેવી રીતે પચાવવી ને જીવનમાં આત્મસાત્ કરવી એ તો બતાવી જ ન ગયા. તેથી હાથમાં આવેલા હીરાથી સહુની આંખો અંજાઇ રહી છે ને આંખે કારમાં અંધારાં આવી રહેલાં છે. સાવ

નજીકનાં કે દૂરનાં કોઇ જ જાણે નજરમાં નથી આવતાં, એટલી હદ સુધીનો પરસ્પર અવિશ્વાસને અસહિષ્ણુતા સહુના મનમાં પ્રવેશી ગયાં છે. ગાંધીજીના પ્રેમળ આચારણનું ક્ષણે ક્ષણે પાન કરનારી પ્રજા હવે એકદમ અસહિષ્ણુ ન બને તો બીજું થાય પણ શું ? રામને નામે જ પથ્થર તર્યા છે એ હકીકત જ જ્યાં ભૂલાઇ જાય ત્યાં એ પથ્થરો ઉભય પક્ષે અસહિષ્ણુ બનીને ટક્કર ન ખાય તો બીજું શું થાય ?

ગાંધીજીના અવસાનથી હિંદી પ્રજાએ મનઃસંયમ ગુમાવ્યો છે. સ્થૂલ સંઘરાખોરીમાં તો સહુએ આડો આંક જ વાળવા માંડયો છે, એમ કહીએ તો ચાલે. કારણ કે દીવાસળીની પેટીથી માંડીને ઘી, ગોળ, ખાંડ, અનાજ ને પેટ્રોલ જેવી ચીજો સુધીની એટલી ભારે સંઘરાખોરી આખી પ્રજામાં ફેલાઇ છે કે સહુને થાય છે કે રખેને અમે કોઇ ચીજ વગર મરી જશું તો ? આ સ્થૂલ સંઘરાખોરીનું પરિણામ પ્રજાજીવન ઉપર કેવળ સ્થૂલ રીતે જ અસર નથી કરતું, પરંતુ પ્રજાની આધ્યાત્મિક મૂલ્યાંકનની દષ્ટિને પણ વિકૃત કરી મૂકવામાં નિમિત્તરૂપ બની રહેલું છે. આજે કોઇને પણ જઇને પૂછીએ કે સંસારમાં સૌથી સસ્તી ચીજ કઇ ? તો તેનો જુદી જુદી ચીજો ઉપર દષ્ટિપાત કરતાં તરત જ એવો ઉત્તર સાંપડશે કે 'નૈતિક મૂલ્યાંકનની દષ્ટિ'. પ્રજાની નીતિની ભાવના એટલી હદે ક્ષીણ અને સસ્તી થઇ ગઇ છે કે માનવીને મન પોતાના મતની અમાન્યતા એ જીવનમાં સર્વસ્વ હોડમાં મૂકીને લડી લઇને પણ વિરોધીને મહાત કરવા જેવી વસ્તુ થઇ પડી છે. માનવીને ગાંધી દર્શનથી એક એવી વિરલ સહિષ્ણુતાવાળી જીવનદષ્ટિ સાંપડી હતી કે માનવીનો તો કોઇપણ સંજોગોમાં આદર જ હોય, એની સાથેનો મતભેદ કે એનું દૂષણ પણ ગૌણ વસ્તુ છે. હિંદી પ્રજાને મળેલો આ અણમોલો આધ્યાત્મિક વારસો આજે ખરી પળે વિસારે પડાઇ રહેલો છે એ એક દુઃખદ છતા સ્પષ્ટ હકીકત જ છે.

હિંદી પ્રજાએ છેલ્લી પચ્ચીસી દરમીઆન હજારો વરસની તપશ્ચર્યા પછી અજોડ આધ્યાત્મિક અંશનો ગાંધીજીના તેજસ્વી જીવનમાં સાક્ષાત્કાર કર્યો. હિંદી પ્રજાએ પ્રથમ જ વાર જાણ્યું કે ઉપનિષદ, વેદાંત ને ગીતામાં વર્ણવેલી અને આર્યસંસ્કૃતિ એ ઉદ્દ્બોધેલી સર્વોચ્ચ ગુણસમૃદ્ધિનો પ્રત્યક્ષ અનુભવ ગાંધીજીના પવિત્ર જીવન દ્વારા થઈ શકયો છે. જગતના સર્વશ્રેષ્ઠ તત્ત્વવિવેચકો અને સુજ્ઞજનોએ પણ દૂરથીજ એક માનવ આત્માનો શાંત છતાં સમગ્ર માનવજાતના હૃદયમાં આશા ને ઉત્સાહનો સંચાર કરનાર અવાજ ગાંધીજીના મુખમાંથી વ્યક્ત થતો સાંભળ્યો, એને વિષે એક જગપ્રસિદ્ધ વૈજ્ઞાનિકે તો એમ પણ કહ્યું કે હવે પછીના માનવીઓ માની પણ નહિ શકે કે માનવતાના નિષ્કર્ષ સમો આવો કોઇ પુરૂષ પૃથ્વી ઉપર પગલાં પાડી ગયો હશે !

ગાંધીજીનું અવસાન થયું છે, તે પછી પ્રજા ઉડાઉ, અસહિષ્ણુ ને નૈતિક દૃષ્ટિએ ક્ષીણ થઇ ગઇ છે. પરંતુ એ બધા કરતાં વધુ ભારે કટોકટી તેની ઉપર આવી પડી છે. અને તે આધ્યાત્મિક આચારની ક્ષતિની. હિંદી પ્રજાના લોહીમાં, શ્વાસોચ્છ્વાસમાં, નસેનસમાં ઇશ્વર ને અલ્લાહનું અહોનિશ રટણ ચાલી રહેલું હતું એ ઓચિંતુ જ બંધ પડી ગયું છે. તેથી હિંદી પ્રજાને સૂઝ નથી પડતી કે 'રઘુપતિ રાઘવ રાજા રામ'ના નાદનો પડઘો સંસારના છેડા સુધી પાડનાર રાષ્ટ્રપિતા શું પોતાની સાથેજ હિંદી પ્રજાનું બધું બળ, ડહાપણ ને વિવેક લઇ ગયા હશે ? હિંદીઓ ગાંધીજીના અવસાન પછી હજુયે જો તેઓએ ચિંધેલાં આધ્યાત્મિક મૂલ્યાંકનોનો સ્વીકાર કરે તો હજુયે અંધકારમાં અટવાઇ રહેલી આખી પ્રજાને પોતાનામાં અંતર્ગત રહેલો પ્રકાશ લાધશે ને અનવસ્થા તથા અરાજકતા ફેલાઇ જવાનો ભય દૂર થશે. ગાંધીજીએ સર્વોદયની ભાવનાદ્વારા જીવનભર સેવેલી ઇશ્વરનિષ્ઠા ને માનવજાતના કલ્યાણની સર્વોદયી દૃષ્ટિ પ્રત્યેની શ્રદ્ધાને સહુ જીવન્ત રાખે તોજ હવે તો આપણો ઉગારો છે.

પરંતુ દેશમાં પ્રવર્તી રહેલી પરિસ્થિતિની ગંભીરતા જાણે કોઈના જ ખ્યાલમાં ન રહેતી હોય એવી બેજવાબદારી ભરેલી રીતે ભિન્ન ભિન્ન વર્ગો કેવળ પોતાનોજ સ્વાર્થ આગળ ધરીને દેશની કથળી રહેલી સ્થિતિને વધારે વિકટ બનાવી રહેલા છે. ધનપતિઓ પોતાના અને ઉદ્યોગોના ભાવિ વિષે ચિંતાતુર બનીને એક તરફથી હિંદી સરકારને સાથ આપવામાં આનાકાની કરી રહેલા છે, ત્યારે બીજી તરફથી મજૂરો પણ પોતાનાં હિતો જોખમાઈ રહેલાં છે એમ માનીને પોતાની વાત આગળ કરી રહેલા છે. સમાજવાદીઓને પણ મજુરોનું હિત સરકારની અત્યારની ગુંચવણ ભરેલી સ્થિતિના કરતાંયે વધારે મહત્ત્વનું ભાસે છે. આર. એસ. એસ. ને પણ હિંદુરાજ સ્થાપવાની એટલી તાલાવેલી લાગી ગઈ છે, કે જે કાંઈ રાજસત્તા હાથ આવી છે તે ગુમાવી બેસવી પડે એટલી હદ સુધીની ભારે જોખમવાળી પ્રવૃત્તિ તેઓ આદરી બેઠા છે. સામ્યવાદીઓ પણ પોતાના દેશની સરકારની સદ્ધરતા કરતાં પરદેશથી આયાત કરેલા ઝનૂની વિચારોનો ફેલાવો કરીને ગરીબોની બહેકામણી દ્વારા સરકારી તંત્રને શિથિલ કરવાનું વધારે પસંદ કરી રહેલા છે. આ બધી દેશના રાજતંત્ર અને અર્થવ્યવસ્થાને ભારે હાનિ પહોંચાડી રહેલી પ્રવૃત્તિઓ જાણે ઓછી પડતી હોય તેમ હવે પ્રાંતીયવાદ તેના કટ્ટર સ્વરૂપમાં દેશમાં સર્વત્ર ડોકિયાં કરીને, આખા દેશના તંત્રને અને ગાંધીજીની ત્રીશ વરસની સાધનાને અંતે સધાએલી સમગ્ર હિંદી પ્રજાની એકતાની ભાવનાને છિન્નભિન્ન કરી નાંખવાની તૈયારીમાં જ છે. છેલ્લે કેટલાક સરકારી અમલદારો પણ જેઓ આજ પર્યંત 'રેડ ટેપીઝમ' ચલાવી રહેલા હતા તેઓ હવે પ્રજાકીય રાજતંત્રને પ્રજામાં બદનામ કરવા માટે જ 'વ્હાઈટ કેપીઝમ' ચલાવી રહેલા જણાય છે.

આ બધું બની રહેલું છે તેની સંપૂર્ણ માહિતી અને તેનાં પરિણામોની ગંભીરતાની પંડિત જવાહરલાલ અને સરદારશ્રી

વલ્લભભાઇને જાણુ છે જ. પરંતુ પ્રજાએ અને આપણી સરકારની ટીકા તથા વિરોધ કરનાર સહુએ અ.યારે એક વાત અવશ્ય સ્મરણમાં રાખવી જોઇએ કે એ બે મહાન નેતાઓ હજુ ગઈકાલ સુધી ગાંધીજીની પાસે કાર્ય કરનારા પ્રજાના સાદા સેવકો જ હતા. પ્રજાએ એ બન્ને નેતાઓમાં જે વિશ્વાસ અને પ્રેમ મૂકયો છે તેને લીધેજ તેઓ આજે આટલી ભારે વિકટ સ્થિતિમાં પણ દેશના નાવનું સુકાન સંભાળી રહેલા છે. દેશની આજે પ્રવર્તી રહેલી મુસીબતો વચ્ચે પણ આપણી સરકાર વિરલ એવા આત્મવિશ્વાસ અને નિર્ભયતાથી પોતાનું કામ અશુનમ રહીને આગળ ધપાવી રહેલા છે વેના પાયામાં એકજ ચિરંજીવ ભાવના કામ કરી રહેલી છે અને તે ગાંધીજીએ સમસ્ત હિંદી પ્રજાને આપેલી સર્વોદયની ભાવના પ્રમાણેજ રાજતંત્ર ચલાવવાનો કોલ છે. આપણે વેપારી હોઇએ કે મજુર, શિક્ષક હોઇએ કે સરકારી નોકર--પણ સહુએ એક વાત ભૂલવાની નથી જ કે ગાંધીજીએ હિંદી પ્રજાને સોંપેલી સહુનું કલ્યાણુ સાધવાની દૃષ્ટિએ એકબીજાના દોષો સહન કરીને સરળ જીવન ગાળવાનો નિર્ધાર કરીએ એજ સર્વના કલ્યાણનો માર્ગ છે.



# નીતિભ્રષ્ટતાનો રોગ

વિંધ્ય પ્રદેશના એક પ્રજાકીય પ્રધાન રૂા. ૨૫૦૦૦ની લાંચ લેતાં આપણા પાટનગર દિલ્હીમાં ગીરફતાર થયા. તે પછી તેઓએ પોતાના પ્રધાનપદનું રાજીનામું પેશ કરી દીધું. અત્યારે દેશભરમાં નૈતિક અધ:પાતનું મોજું ફરી વળેલું છે તેનું આ સૂચક ઉદાહરણ છે. પ્રધાન લાંચ લેતાં પકડાયા તેમને ઝાઝો દોષ દેવા જેવું નથી, કારણ કે તેમના જેવા જ નપકડાનારાઓની સંખ્યા પણ કાંઈ ઓછી નહિ હોય. પરંતુ આ ઉદાહરણનો બોધપાઠ સહુએ લેવા જેવો અવશ્ય છે. એક ઉચ્ચ હોદા ઉપર બેસનાર પ્રધાન પણ દેશમાં ફેલાએલા નૈતિક વ્યાધિથી મુક્ત નથી રહી શકતા એવા રોગનો ઈલાજ ઝટ નહિ શોધાય તો આપણું શું થવા બેઠું છે એની કાંઈ જ સૂઝ પડતી નથી.

પરંતુ એનો ઉપાય શું થઈ શકે ? આજે ધન, વૈભવ ને સત્તાનો મોહ કોને નથી વળગ્યો ? એ બધામાંથી આજે કોણ મુક્ત છે? એવા પ્રશ્નો મનમાં ઉપસ્થિત થાય છે ને પછી કંઈક હતાશ ને વિષાદમય મનોદશાથી હાથ જોડીને બેસી રહેવા સિવાય બીજું કાંઈ જ થઈ શકે એમ નથી લાગતું. અનીતિ, અન્યાય ને અસત્યને રોકવા માટે આજે નીતિમાન, ન્યાયી ને સત્યપ્રિય માણસો કાંઈ જ કરી શકે તેમ નથી એવી અસહાય દશા આપણા સમાજના ભાવિ વિષે ભારે કરૂણાજનક કલ્પનાઓ ઉભી કરે છે; કારણ કે નીતિમત્તાનું જો સ્થૂલ-વ્યવહારમાં કાંઈ જ મૂલ્ય ન અંકાય, એટલું જ નહિ, નીતિમાનને અનીતિમાન તરફથી સહન જ કરવું પડે એવી નિઃસહાય સ્થિતિ નિર્માણ થાય તો તેનો અર્થ એ જ થયો કે માનવતાને નામે જે કાંઈ ઉચ્ચ મૂલ્યોનું મહત્વ જીવનમાં અંકાય છે તે કેવળ કાલ્પનિક જ છે.

એટલે પ્રશ્ન તો એ ઉભો થાય છે કે આપણે સમાજમાં રોગચાળાની પેઠે ફેલાઈ ચૂકેલા અનીતિના વ્યાધિને શી રીતે રોકીશું ?

એનો ઉત્તર એ લાગે છે કે વહેલામાં વહેલી તકે આપણે આપણી પોતાની જાતના ચોકીદાર બનવું જોઇએ. તદ્દન ગંદા ને રોગીષ્ટ વાતાવરણમાં રહેનારા આપણે સહુએ નમ્રતાપૂર્વક આપણાં પોતાનાં કપડાં ઉપર જ પ્રથમ નજર કરીએ ને જે કાંઇ પણ કાળા છાંટા પડયા હોય તેને દૂર કરવાનો પ્રયાસ કરીએ. આપણી સાથે જેઓ છે તેઓને પણ ઉતારી પાડવાની દૃષ્ટિએ નહિ પણ નીતિભ્રષ્ટતાના રોગમાંથી મુક્ત થવાની દૃષ્ટિએ ટોકીએ ને શુદ્ધ થવામાં સહાય કરીએ. નીતિભ્રષ્ટ થયાની વાતો કરવામાં ને સાંભળવામાં આપણામાં જે એક પ્રકારનો નિંદારસ કેળવાયો છે તે ટાળીએ. કોઇની પણ નિંદાની કે આક્ષેપની વાત સાંભળીએ તો તેને આગળ ચલાવવા કરતાં એ જેને વિષેની વાત હોય તેને જ જઇને કે પત્ર લખીને આપણું પૂરેપૂરું સીરનામું આપીને પૂછીએ તો સોમાંથી એંશી વાતો તો તદ્દન જૂઠી પૂરવાર થવાનો પૂરો સંભવ છે. નીતિભ્રષ્ટતાના જે દાખલાઓ પ્રચાર પામે છે તે બધા સાચા જ હોય છે એવું કાંઇ નથી. એ તો વિરોધીઓએ જાણી બૂઝીને બદનામ કરવા માટે પણ વહેતા કરેલા પૂરવાર થાય છે. માટે નીતિભ્રષ્ટતાના રોગને ફેલાતો અટકાવવા આપણે કોઇની પણ એવી વાત વિષે સંપૂર્ણ મૌન સેવવું જોઇએ. જો આવું મૌન નહિ સેવીએ ને ગમે તેમ એકામપણે બકવાટ કરીશું તો તેથી નીતિભ્રષ્ટતાનો રોગ અટકશે તો નહિ, ઉલટો વધારે ફેલાશે.

વળી, સમાજમાં ફેલાએલા આ રોગચાળાનો એક મોટો ભય તો એ ઉભો થવા પામ્યો છે કે જેઓ નીતિભ્રષ્ટ થવા નથી ઇચ્છતા તેઓ ચારેય તરફની અનીતિમય ભીંસમાં કાંતો મરી ખૂટે છે ને કાંતો ત્રાસ ત્રાસ પામી જાય છે. નીતિને વળગી રહેવું એ અત્યારે ખૂબજ કઠીન થઈ પડયું છે એ તો ઉપરનું પ્રધાનનું ઉદાહરણ પણ પૂરવાર કરે છે. બીજી રીતે કહીએ તો આપણા બધા જ સદ્‌ગુણો વિષે ભારે મૂલ્ય પરિવર્તન થયું છે. જેમાં અસત્ય

છે તેજ સત્ય, જેમાં અન્યાય છે તેમાં જ ન્યાય ને જેમાં કેવળ અનીતિ હોય છે તે જ નીતિ તરીકે છડેચોક સ્વીકારાય છે. આ સ્થિતિમાં નીતિમત્તાવાળો આદમી બિચારો જ ન બની જાય તો બીજું થાય પણ શું ? આપણામાં નીતિભ્રષ્ટતા વધતી રોકવા માટે કોઇએ ઉત્સાહમાં આવીને પોલીસની પાસે જઈને નોંધો કરાવવાનો અવિવેક કરવાની કોઇ જ આવશ્શક્તા નથી. પરંતુ આપણે પોતે જ પૂરતી સાબીતી હોય તો તે લઇને લાગતા વળગતા માણુસને સમભાવથી જણાવવી જોઇએ. કારણ કે નીતિભ્રષ્ટતા રોકવાનો માર્ગ પોલીસ ખાતા કરતાં તો આપણા પોતાના વિશુદ્ધ વર્તમાનમાં જ વધુ સમાએલા છે એ ભૂલવું ન જોઇએ. આવશ્યક્તા માત્ર એટલી જ છે કે જેઓ નિર્મળ ને સરળ જીવન ગાળવામાં ખુદમસ્ત બન્યા છે ને કોઇને પોતાની શુદ્ધિથી શુદ્ધ કરવાની દરકાર નથી કરતા તેઓએ સમાજને શુદ્ધ કરવા ખાતર જરા વધારે ઉદાર બનીને સહુને શુદ્ધ થવામાં સાથ આપવો જોઇએ.

હિંદુસ્તાન કરોડો ગરીબોનો દેશ છે ને આપણે એ ગરીબોની વતી દેશની નીતિમત્તા વધારવાની છે એવી વિશાળ ભાવના આપણામાં જાગ્રત કરીએ તો જ ઉપર જણાવેલા ઉપચાર દ્વારા સમાજમાં ફેલાએલા નીતિભ્રષ્ટતાના વ્યાધિને રોકીને તેનો નાશ કરી શકીશું, અન્યથા નહિ જ.



# સ્વેચ્છાપૂર્વકનો ત્યાગ

**દેશમાં** નાના કાર્યકરોથી માંડીને મોટા આગેવાનો સુધીમાં આજે એક એવી મનોદશા પ્રવર્તી રહેલી છે કે જેઓએ દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે સહન કર્યું છે ને જેમણે આજપર્યંત ત્યાગ ને સેવાનું જીવન વ્યતીત કર્યું છે તેઓને હવે સ્વાતંત્ર્યપ્રાપ્ત થએલું હોવાથી કાંઈક રાહત કે બદલો મળવો જોઈએ.

આવી મનોદશાને પરિણામે કેટલીક પ્રાંતિક સરકારોએ તો એવાં પગલાં પણ ભર્યાં છે, જે દ્વારા સત્યાગ્રહની લડતો દરમીઆન જેમણે સહન કર્યું હોય તેઓને પૂરતું વળતર અપાય છે. સરકારોએ આવું પગલું ભર્યું છે તેની પાછળ કોઈ તાત્ત્વિક વિચારણા હોવા કરતાં કેવળ રાજકીય દૃષ્ટિએ મતપ્રચારના પગલા તરીકે આવું કામ કર્યું હોવાનો ઘણો સંભવ દેખાય છે. કારણ કે દેશમાં છેલ્લાં પચ્ચીસ વરસ દરમીઆન જે સેવાકાર્યો અને સત્યાગ્રહો દ્વારા સ્વાતંત્ર્યની પ્રાપ્તિ અર્થે જેમણે જેમણે પોતાનું જીવનસર્વસ્વ અર્પણ કર્યું છે તેઓએ આવા કોઇ જ બદલાની આશાથી એમ કર્યું ન હતું. કરોડો ગરીબોની કંગાલિયત ને ગુલામીનાં બંધન તોડવા પૂરતા જ કેવળ એકનિષ્ઠ સેવાની દૃષ્ટિએ સહુ ભરતી થયા હતા. કરોડો ગરીબોને કાજે સેવા ને સત્યાગ્રહ દ્વારા લડતો લડાઇ હતી તેમાં જોડવા માટે કોઇએ પણ નિમંત્રણ આપ્યું જ ન હતું. ને ગાંધીજીએ જેઓને આ પવિત્ર યજ્ઞમાં જોડાવાની હાકલ કરી હતી તેઓને પોતાનું સર્વસ્વ ત્યાગીને માત્ર સમર્પણ ભાવથી જ આ ક્ષેત્રમાં પડવાનું સૂચવ્યું હતું. એટલે કોઇને પણ મનમાં અત્યારે એમ લાગવાનું કારણ નથી કે 'અમે આખી જિન્દગી અર્પણ કરી છતાં અત્યારે અમારો કોઇ ભાવ પૂછતું નથી કે અમે તો રહીજ ગયા.' આવી મનોદશા વ્યક્ત કરનારાઓ ઘણું કરીને પોતાની સ્થૂલ આર્થિક ભીંસ તેમજ વ્યવહારૂ હાડમારીઓની અકળામણથી ધૈર્ય

ગુમાવીને સરકારને બદલો આપવાનો આગ્રહ કરી રહેલા લાગે છે.

પરંતુ, સેવા ને ત્યાગની સ્વેચ્છાપૂર્વકની દીક્ષા લીધા પછી સ્થૂલ અગવડોથી જ ત્રાસી જઇને શું કાર્યકરો પોતાની સત્ત્વશીલતાને આમ વટાવી લેવા ઇચ્છે એ ઉચિત છે ખરું ? સત્તા ઉપર આવેલા સજ્જનો તો ગમેતેવી સગવડો ને બદલા આપવા માંડયા છે, પણ આ બધું યથાર્થ અને સત્યપુત દૃષ્ટિથી થાય છે ખરું કે ? આવા પ્રશ્નો પોતાની જાતને પૂછીને છેલ્લી પચ્ચીસી દરમીયાન સ્વેચ્છાથી ત્યાગનું જીવન વ્યતીત કરનારાઓએ વિચારીને ગંભીરપણે નક્કી કરી લેવાનો વખત આવ્યો છે કે શું તેઓ પોતાના જીવનની સુવાસ વેચીને તેના બદલામાં જિન્દગીની સ્થૂલ સગવડો ઉભી કરી લેવા જેટલી નીચી કક્ષાએ આવી પડયા છે ? શું મીઠું તેની ખારાશ ત્યજી દેવા તત્પર થાય છે ? તો તો પછી દેશના કરોડો નાગાભૂખ્યાં ને મૂંગા જેવાં કંગાળ માનવીઓનું વણમાગ્યું પ્રતિનિધિત્વ કોણ ધરાવશે ? કરોડો ગરીબો, જેના જીવનમાં કેવળ કારમો અંધકાર પ્રવર્તે છે તેઓને કોણ સાન્ત્વન ને ધીરજ આપીને તેમનાં દુ:ખમાં સહભાગી થશે ? આજે પોતાના અગાઉના ત્યાગ ને બલિદાનોનો બદલો લેવા તૈયાર થનાર ભૂલી જાય છે કે જે સ્વતંત્રતા આપણે લાવ્યા છીએ તેના આપણે તો માત્ર નામના જ રખેવાળ છીએ. સાચી સ્વતંત્રતા તો દેશના કરોડો કંગાળ લોકોને માટેની છે એ કરોડોની સ્વતંત્રતા લાવી આપવા માટેનું દામ માગનારા આપણે પણ વકીલ બનીશું તો પછી નિ:સ્વાર્થ ભાવે ત્યાગથી એ કરોડોનો અવાજ રજૂ કરનાર સેવક દેશમાં કોણ રહેશે !

સ્વેચ્છાપૂર્વક ત્યાગ કરનારાઓ જાણે પોતાના ત્યાગથી થાકયા હોય તેવાં વેણ નાનાથી મોટા ઘણા સેવકોના મુખમાંથી વ્યક્ત થતાં સંભળાય છે, પરંતુ તેનો અર્થ એ પણ થાય કે તેઓ સ્થૂલ અર્થમાં જ ત્યાગ ને ગરીબીનું જીવન જીવ્યા છે. તેથી ગરીબીનો ભાર તેઓથી ઉંચકી શકાયો નથી. તેઓ સાચા અર્થમાં ગરીબીની ભાવનાને

આત્મસાત્ કરવામાં પાછા પડયા છે એજ આજની બદલાની વૃત્તિ પૂરવાર કરે છે એમ સખેદ કહેવું પડે છે.

આપણી સ્વતંત્રતાની લડતની પાછળ એક સ્પષ્ટ એવી નૈતિક આચારની ભૂમિકા જ હતી. જે કાંઇ ત્યાગ, બલિદાન, આત્મભોગ આપણે છેલ્લી પચ્ચીસી દરમીઆન આપ્યો છે તે કરોડો દરિદ્રનારાયણને ચરણે ધરવા માટેનો જ હતો. એ હવે સત્તા હાથ આવ્યા પછી આપણે કેમ ભૂલી જઇએ છીએ? આપણે ગરીબોની વતી ત્યાગવાળું જીવન ગાળવાનું પસંદ કરેલું હતું ને ગરીબોને માટે જ સ્વતંત્રતા મેળવી છે એવું સમજતા હોઇએ તો આપણી આજ સુધીની બધી પ્રવૃત્તિ એક નિષ્કામ તપશ્ચર્યા રૂપ જ બની રહે છે ને જ્યારે એને વટાવવાની વૃત્તિ વ્યક્ત કરીએ છીએ ત્યારે એ તપ મટીને ભોગને માટે આચરેલું વરણાગીપણું જ બની જાય છે એ પણ સહુએ ભૂલવું ન જોઇએ. આપણા ત્યાગના પાયામાં રહેલું આ નૈતિક મૂલ્યાંકન જો આજે બદલાના રૂપમાં કાંઇક પણ મેળવીને ઝાંખું પાડીશું તો આપણી સ્વતંત્રતાના પાયામાં જે નૈતિકબળનું પ્રમાણ ગાંધીજી પૂરી ગયા છે તે પણ નામશેષ થઇ જવાનો ગંભીર ભય આપણે ઉભો કરવામાં નિમિત્ત બનીશું. આખા દેશની સ્વતંત્રતાના પાયામાં આપણે નિઃસ્વાર્થભાવે જે કાંઇ આહુતિ અર્પણ કરી છે તેને હરગીઝ ન વટાવીને હજુયે દુઃખ, વ્યથા અને પારવગરની અગવડવાળું સરળજીવન ગાળીને ગરીબની સાથે ગરીબ જ બની રહીએ એમાં આપણું સહુનું કલ્યાણ છે.

જેઓએ સેવામાં ઘણાં વરસ વિતાવ્યાં છે તેઓને આજે કોઇ સગવડ સાધન પ્રાપ્ત થઇ શકતાં ન હોય તોપણ તેઓ ઇશ્વરનું નામ દઇને રાચે ને ઇશ્વરે તેઓને સત્ય, ન્યાય સ્થાપન કરવામાં ને ગરીબોની સેવાને ખાતર હજુયે પોતાના સાધનરૂપ બનાવવાનું ઉચિત માન્યું છે એમ નમ્રતાપૂર્વક સમજીને જીવનને જે કાંઇ યાતનાઓ સહન કરવી પડે તેમાંથી તટસ્થતાપૂર્વક પસાર કરે એ

આવશ્યક છે. હિંદની નવી સાંપડેલી સ્વતંત્રતાનું કલેવર દુનિયાએ કદી ન ભાળ્યું હોય એવું માનવતાપૂર્ણ કરવું હોય—જે કરવાની આપણી બધાની તીવ્ર ઝંખના છે—તો આપણે ઇશ્વર-દરિદ્રનારાયણ ઉપરની આસ્થા ડગવા દીધા વિના હજુયે ગરીબોના સમોવડિયા થઇને જ જિન્દગી પૂરી કરવી રહી.



એકબીજાનો અવિશ્વાસ ન કરશો, કોઇની સાથે અવિવેક ન કરજો. પોતપોતા પ્રત્યે પણ વિનયની જરૂર છે. પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરજો.

તા. ૧૩–૧૧–'૩૨ ગાંધીજી.

# ગ્રામ સેવા*

## સેવાનો આરંભ કેમ કરવો?

**ગા**મડાના માણસો આપણા કરતાં વધારે મહેનતુ છે. તેઓ વધારે સાદાઇથી રહે છે. તેમને આપણે કંઇક વધારે શીખવવા કે તેમની સેવા કરવા આપણે નીકળીએ ત્યારે આટલું જરૂર યાદ રાખવું. આપણે માત્ર ગામડામાં જઇને રહીએ એ તેઓની સેવાનો સાચો આરંભ છે. કામ કામને શીખવે છે એટલે કામ તો બધાંય ધીમે ધીમે પણ થવાનાં છે. પરંતુ, આપણે ગામડામાં સહુની સાથે વસીએ તેને સેવાનો આરંભ ગણવાનું એક કારણ છે તે આ. ગામડામાં જેઓ વસે છે, તેઓના જીવનમાંથી બીજાને સહકાર આપવાની ભાવના નાશ પામી છે. પહેલાંના જમાનામાં ગામડું એક કુટુંબ બનીને રહેતું. આજે એવું નથી રહ્યું. આપણે ફરીથી એવીરીતે ગામડામાં રહેવું કે જેથી ગામડું એક કુટુંબજ બની જાય. ગામડાને કુટુંબ બનાવવા પહેલાં આપણે સહુની સાથે હળીમળી જવું જોઈએ. સહુને ઉપયોગી થઇ પડાય તેવી કંઇક પણ આવડત સાથે જો આપણામાં સેવાની ભાવના કેળવાય તોજ આપણે ગામડાના આબાલ-વૃદ્ધને પડોશીધર્મ શીખવી શકીએ. ટૂંકમાં પડોશીધર્મનું કાળજી-પૂર્વક પાલન કરીને ગામડામાં જઇને વસીએ એ ગામડાની સેવાનો સરસ આરંભ છે.

## સેવાનું પ્રથમ કાર્ય કયું કરવું?

પ્રાચીનકાળમાં આપણા દેશમાં મનુ નામના મહાનઋષિ થઇ ગયા. તેમણે પોતાને મળેલું જ્ઞાન એકત્ર કરેલું છે. એ જ્ઞાનના પુસ્તકનું નામ મનુસ્મૃતિ છે. તેમાં આપણે કેવી રીતે જીવવું જોઇએ એ વિષે ઉત્તમ પ્રકારની આજ્ઞાઓ આપેલી છે. તેમાં એ ઋષિ કહે.

---

* ગ્રામસેવકો સાથે થએલા વાર્તાલાપ ઉપરથી આ નોંધો તૈયાર કરી છે.

છે કે વ્યક્તિની કે સામુદાયની કેળવણીનો આરંભ સ્વચ્છતાના જ્ઞાનથી કરવો. સેવાનો અર્થ આપણે જાતે સદ્‌ગુણોને આપણા જીવનમાં કેળવીએ એવો થાય. હવે મનુ કહે છે કે સ્વચ્છતા એ સૌથી ઉંચો ગુણ છે. સ્વચ્છતાનું બીજું નામ પવિત્રતા છે. સ્વચ્છતા શીખવેલી શીખાતી નથી. એટલે નાનપણથી રોજ નહોવું, હાથપગ ધોઇને ખાવું, ઉઠતાંવેંત દાંતમોઢું સાફ કરવાં, એવી ટેવ પાડવામાં આવે છે. આપણે સેવાનો આરંભ આપણી પોતાની જાતને રહેઠાણને તથા આસપાસના સ્થાનને સ્વચ્છ રાખવાની ટેવ પાડીને કરવો. નિયમિત સફાઇ રાખવાથી જ શરીર તેમજ મન સ્વચ્છ રહે છે. જેનું શરીર સાફ તંદુરસ્ત હોય ને જેનું મન સારા વિચાર કરતું હોય તેને ચારિત્ર્યવાન કહેવાય. આમ સ્વચ્છતાને ચારિત્ર્ય સાથે સીધો સંબંધ છે, એ કામ ઘણા લાંબા સમય સુધી કરીએ ત્યારે પરિણામ-કારક બને એ ધ્યાનમાં રાખવું. માટે સ્વચ્છતા—સફાઈના કામથી સેવાનો આરંભ કરવો.

## આપણું વર્તન

આપણી રહેણી, કરણી, ને વિચારસરણી ગામડાના લોકો કરતાં ઘણી જુદી છે. ગ્રામલોકો આપણી સામે કેવી દૃષ્ટિથી જુએ છે, તેની આપણને ખબર નથી પડતી. શહેરમાં કોઇ આપણને જુએ છે, ત્યારે આપણે વિષે વધુ વિચાર નથી કરતું. જ્યારે ગામડામાં તો નવો માણસ એ માત્ર કૌતુકની ચીજ નહિ, પણ તેનું બધી રીતે નિરીક્ષણ કરવા જેવી વ્યક્તિ મનાય છે. એથી આપણે આપણી સેવાની ભાવનાના ઉત્સાહમાં ગામડામાં ખાસ સાચવવી જોઇએ તેવી મર્યાદાઓને ભૂલી ન જવી. આપણે સુધારા અવશ્ય કરવા છે. આપણે ક્રાન્તિ પણ કરવી છે. પરંતુ એ કરવા માટે તડને ફડ બોલી કે કરી નાંખીએ તેથી આપણું ધાર્યું નથી બની જવાનું. એટલે આરંભમાં તો ગામડામાં જે સામાન્ય સજ્જન કુટુંબોમાં રિવાજો હોય તેને અનુસરવું. જેમકે આપણા પતિ કે પત્ની યા

મિત્ર સાથે એકલા ફરવા ન જવુ. પરપુરૂષ કે પરસ્ત્રી સાથે વાતો કરવાનો શરુમાં પ્રસંગ ન પડવો, કોઇપણ ઘરના રસોડા, મંદિર કે પાણીઆરા પાસે સીધા ચાલ્યા ન જવું. ગામના આવા કેટલાક ચાલુ રિવાજો સ્વેચ્છાપૂર્વક વિવેકથી પાળીને આપણી નમ્રતા અને વિવેકની સારી છાપ પાડીએ તો પછી ધીમે ધીમે આપણે દોરીશું એ રીતે સહુ દોરાશે. ગામડામાં દટાઇ જવાની ઇચ્છા રાખનાર આવી મર્યાદાઓ ઉપર પોતાના સેવા કાર્યનું ચણતર ચણવા માંડશે તો તેઓ એક કદી ન ડગે એવી મજબુત નિષ્ઠાવાળી સંસ્કારની ઇમારત ખડી કરી શકશે.

## સેવાની ભાવનાનો સંચાર

આપણે ખૂબ હોશીઆરીથી દીવો સળગાવવાની રીત વીષે પુસ્તકો વાંચીએ કે ભાષણો સાંભળીએ પણ એમ કરવાથી દીવો સળગી નથી જતો. દીવો સળગાવવા માટે સૌથી પ્રથમ બીજો દીવો કે એવી જ સળગતી જ્યોતની જરૂર પડે છે. આપણે સેવક બનવું છે. સેવાની ભાવના ઘણું વાંચવા–વિચારવા માત્રથી જાગ્રત ન થઇ શકે. એ માટે તો બીજી જાગ્રત સળગતી સેવાની જ્યોતવાળી વ્યક્તિ આપણને છાયા આપનાર હોવી જોઇએ. આપણે એક જ વ્યક્તિ પાસેથી સળગવા જેટલી જ્યોત ન મેળવી શકીએ તો ધીરજથી જુદી જુદી વ્યક્તિઓના સંપર્કમાં આવીને અહોનિશ સતેજ થવાનો પુરૂષાર્થ જારી રાખવો. અગત્યની વાત પવિત્ર સંપર્કની ને આપણી સેવાની ભાવનાને જળહળતી કરી મૂકવા પૂરતા ત્યાગ માટેની દૃઢતાની છે. લોકો આ જમાનામાં ભિન્ન ભિન્ન વસ્તુઓનો સંપર્ક રાખે છે. સિનેમા, હોટલો, પુસ્તકો, સમાયિકો, વ્યાખ્યાનો એ બધાયથી આપણે ઘેરાયલા છીએ. આપણે સેવાની ભાવનાને જાગ્રત ને સલામત રાખવા એટલું કરવુંજ જોઇએ કે એ બધાંય પ્રત્યે અસંગ કેળવીએ, એનો તિરસ્કાર કરવાની મથામણમાં ન પડીએ અને એમાંથી પ્રેરણા લઇ શકાશે એવી મિથ્યા કલ્પનાથી

તેનો સંપર્ક સાધીને છાતરાઇએ તો નહિ જ. આપણે જેનો સતત વિચાર કરીને સેવાનો દીવો સળગાવવાનો છે તેતો દીન હીન ગરીબો અને તેમનું સમગ્ર જીવન છે.

## ગરીબોના પ્રતિનિધિ

આપણે સેવાની તાલીમ લઇને કરોડો ગરીબોના પ્રતિનિધિ બનવાનું છે. ગરીબોના પ્રતિનિધિ બનવા માટે આપણે શું શું કરીશું? ભાષણો કરીશું? લેખો લખીશું? પ્રચારનો મોટો વંટોળ ઉભો કરીશું? આવા પ્રશ્નો પૂછવાનો અર્થ એમ નથી કરવાનો કે આપણે આ બધું કરીને સેવા ન કરી શકીએ. પરંતુ એટલું તો જરૂર યાદ રાખીએ કે એટલું જ કરવાથી ગરીબોના સેવક કે ગરીબોના પ્રતિનિધિ નથી થઇ શકાવાનું. સાચા પ્રતિનિધિ બનવા માટે પ્રથમ તો ગરીબોના જીવનમાં રસ પેદા થવો જોઇએ. એવો રસ પેદા કરવા માટે સાદું જીવન ગાળતા થઇને ગરીબની પેઠે જાતમહેનત ઉપર જીવનનું ચણતર શરૂ કરવું જોઇએ. તે સાથે દૃઢ નિશ્ચયથી સેવાના કામમાં જોડાવું જોઇએ. પરંતુ દુઃખની વાત એ છે કે નથી જાતમહેનતવાળું સરળ જીવન ગાળવાની તૈયારી કે નથી મતભેદો ભુલી જઇને દૃઢનિશ્ચયથી મતમેળ કરવાની ઝંખના. પરદેશી રીતભાતે તેમ જ વિચારોએ આપણી જીન્દગીને આળસુ, જડ ને જક્કી બનાવી દીધી છે. તેથી વિચારની આપલેના ઝગડા ઉભા કરવામાંથી આપણે ઉંચા આવી જ શકતા નથી. એ બધું ભૂલીને રાત દિવસ ગરીબોનાં દુઃખને આત્મસાત્ કરવા મથીએ, સાદું ને મહેનતુ જીવન ગાળીએ તો જ ગરીબોના સાચા પ્રતિનિધિ બની શકીએ.

## સેવા વ્યકિતગત ને સંસ્થાદ્વારા

આપણે એકલા સેવાનું કામ કરીએ તો સારું કે સંસ્થામાં જોડાઇને? એવો ઘણાને વિચાર આવે છે. ખરી રીતે વ્યક્તિને

સંસ્થા વચ્ચે કાંઇ ભેદ નથી. જેને સેવાની સાચી દૃષ્ટિ સાંપડી હોય તે એકલા સેવા કરે કે સંસ્થામાં, બધું સરખું જ છે. વ્યક્તિ એકલા રહીને કામ કરે તો તેને પોતાની ઇચ્છા પ્રમાણે કાર્યનો વિકાસ કરવાની તક ને છૂટ રહે છે. ખરી જ્યારે બીજી તરફ સંસ્થાને પોતાની મર્યાદા હોય છે. સંસ્થામાં કામ કરનારે તેની શિસ્ત પૂરે પૂરી પાળવી જરૂરી છે. જો એક નિશ્ચિત શિસ્ત પ્રમાણે કામ થાય તો જ સંસ્થાના કાર્યનો વિકાસ થાય. પરંતુ છેવટે તો એક જ વાત મહત્ત્વની બની જાય છે કે જે વ્યક્તિ સંસ્થાના પ્રાણરૂપે કામ કરે છે, તેને સંપૂર્ણ સાથ આપીને જ સંસ્થામાં કામ કરવાનું હોય. દેશની અત્યારની પરિસ્થિતિમાં સંસ્થા મારફત કામ કરવાથી દેશની પ્રજાને લાભ થાય, કારણ કે આખી પ્રજાની સેવા એકલે હાથે ન થાય. સહુ હાથ ભેગા મળે તો જ કરોડોની ગરીબી ટળે એમ છે. તેથી સંસ્થાને અનુકૂળ થવાય તે રીતે આપણે સંકોચાઇને રહેવું પડે તો પણ તેમ રહેવું ને એ રીતે આખા દેશની ઉન્નતિમાં સાથ આપવો એ જરૂરનું છે.

## ગ્રામસેવા સહેલ નથી

આજ પહેલાં ઘણા જાણીતા સેવકો ગામડામાં સેવા કરવા ગયેલા ને તેમાંના મોટા ભાગના તો ત્યાંથી પાછા ફરેલા છે. પણ હવે જેઓ ગામડામાં જાય છે તેઓ પાછા નથી ફરતા; કારણ કે આજથી દશ વર્ષ પહેલાં ગામડામાં જનારને ઉત્સાહ ને પ્રેરણા આપે તેવા વાતાવરણની અછત હતી. આજે ગામડાનું કાર્ય અતિશય મહત્ત્વનું ગણાય છે. તેથી ગામડામાં પોતે ન જઈ શકનાર પણ ગામડામાં જઈને વસનાર પ્રત્યે સન્માન ને સહાનુભૂતિ ધરાવતા થઇ ગયા છે. આ સારા માટેનું દૃષ્ટિ પરિવર્તન છે. જેઓ ગામડામાં ગયેલા પણ પાછા શહેરમાં આવીને વસ્યા છે તેઓને ગામડાં શાથી છોડવાં પડયાં એવો પ્રશ્ન સહેજે થાય. તો તેનો ઉત્તર એ છે કે શહેરમાં ઉછરેલું ને કેળવાએલું માનસ

એકાએક ગામડાના જીવનમાં બંધબેસતું નથી થઇ શકતું. તેથી સંપૂર્ણ શહેરી મનોવૃત્તિ ધરાવનાર ગામડાનાં જીવનની એકાન્તિકતા જીરવી શકતા નથી. ગામડામાં એવું કંઇ જ નથી કે જેથી શહેરીને સંતોષ થાય. ન મળે ત્યાં છાપાં, ચોપડીઓ, બગીચા કે બીજા આનંદનાં સાધનો! તેથી ગામડામાં જઈ વસનારે પોતાના ને સહુના આનંદ માટે ગ્રામ ઉત્સવો ઉજવીને કંઇક પણ આનંદનો વ્યવસાય શોધી કાઢવો જોઇએ.

## પ્રયોગની સ્થિતિ

આપણે જે કાંઇ સેવાનું કામ કરીએ છીએ તે હજુ તો પ્રયોગની સ્થિતિમાં જ ચાલે છે એમ સમજીને આપણે આપણા કામની નાનામાં નાની વિગતની નોંધ રાખવી જરૂરી છે. એવી નોંધ રાખવાથી આપણને તો લાભ છે જ. પરંતુ તે સાથે આપણા કામમાં રસ લેનાર, સહાનુભૂતિ ધરાવનાર વર્ગની પાસે એ વિગતો રજુ કરતા રહેવાથી સલાહસુચનો પણ મળી રહે છે. વળી આપણે તો એક અતિ વિકટ પરિસ્થિતિનો—હિન્દની ગરીબીનો ઉકેલ કરવાનો હોવાથી આપણે જે કોઇપણ આપણું કામ શીખી લેવાની ઇંતેજારી બતાવે તેને શીખવવું. કોઇનીયે ઉપર હેતુઓનું આરોપણ કર્યા સિવાય આવો વિશ્વાસ બધાય ઉપર મૂકવા જેટલી નૈતિક ધીરજ આપણામાં હશે તોજ આપણી પાછળ આપણું કામ ચાલુ રાખીને તેને વધારે સંગીન ને વિસ્તૃત કરનારા સેવકો મળી આવશે. જો આપણામાં આત્મ-વિશ્વાસની ખામીને લીધે નવા કાર્યકરોને હાંકી કાઢવાની વૃત્તિ હશે તો તેથી આપણા કરતાં આપણે હાથધરેલા કામને ને સરવાળે દેશને પારવિનાની હાનિ થવાની છે. નવા સેવકોની પરંપરા ઉભી કરતા રહેવાની સ્પષ્ટ દૃષ્ટિ સહિત આપણે સેવાનો પ્રયોગ કરતા રહેવાનું છે. જો આપણે સેવાના આ હેતુને સફળ કરવો હોય તો આપણે પ્રથમ નિઃશ્રેયસ્ ભાવે નિમિત્તરૂપ બનીને સેવા કરવી.

## સહુનો સહકાર લેજો

આપણે જે કંઇપણ સેવાકાર્ય કરતા હોઇએ તેમાં એકલા જ બધું કામ ન કરવું. આપણે સેવા કરવી છે તે માત્ર ચાકરીના સ્વરૂપે નહિ, પણ શિક્ષણના સાધન તરીકે જ કરવી છે. એટલે સેવા કરતી વખતે જે જે નવા વિચાર ને યોજના સૂઝે તે અંગે આપણી આસપાસમાં કામ કરનાર સહકાર્યકરોને તેમાં ભાગીદાર બનાવવા. જેમ પૈસો ઘણા હાથમાં ફરતો રહે તો જ વેપારવણજ ખીલે તેમ આપણા વિચારોને પણ ફરતા રાખવા. તો જ આપણી યોજના વધારે સંગીન થશે ને કામ પણ ઘણાના વિચારોથી ચળાએલું સારૂં થશે, આપણી સાથે કામ કરનારની સાથે વિચારની બાબતમાં કદી ચોરી કે ગુપ્તતા ન રાખવી. સંભવ છે કે આપણી ગાયો ચરાવનાર ભરવાડ ગોશાળા સબંધીની આપણી યોજનામાં વધારે અનુભવપૂર્ણ ને તેથી ત્રેવડવાળી વિચારસરણી રજૂ કરી શકે. આપણે આરંભેલું કામ આપણી પાસે રહે, અને તેના આપણે જ ધણીરણી રહીએ એવા માનસથી કદી સેવા ન થઇ શકે એ યાદ રાખવું. સહુનું સાંભળીને આપણે આપણા સંજોગો ને અનુકૂળતાનો મેળ કરી લેવા જેટલી આવડત આપણે કેળવેલી હોય તો સેવાનું કામ ફાલશે, સહુને આપણું આરંભેલું કામ પોતાનું જ લાગશે ને એમ આપણો હેતુ પાર પડશે.

## સેવકનું દષ્ટિબિંદુ

આપણું દષ્ટિબિંદુ નકારાત્મક ( Negative ) નહિ, પરંતુ વિધેયાત્મક ( Positive ) હોવું આવશ્યક છે. પરદેશી કાપડનો ત્યાગ કરો એમ નહિ. પરંતુ કાંતો અને ખાદી પહેરો એમ કહેવું. આમ ભાવાત્મક દૃષ્ટિ કેળવવાથી અહિંસક બળ કેળવાય છે. પોતે પોતાની સર્જક શક્તિ અને સંસ્કારિતા ખીલવીને, જવાબદારીનું પાલન કરીને હક્ક પ્રાપ્ત કરવાની આ રીતે છે; જ્યારે નકારાત્મક

પદ્ધતિમાં દ્વેષ જાગ્રત થાય છે ને તેને વધુ કેળવવો પડે છે, કારણ કે એ રીતમાં આપણી પોતા ની ત્યાગ શક્તિ ને આત્મબળ કેળવવા ઉપર ભાર મૂકવાનો નથી હોતો. પરંતુ જેને આપણે વિરોધી માન્યો છે તેનો નાશ કરીને કે તેને હાનિ પહોંચાડીને આપણું કામ કાઢી લેવાની વૃત્તિ તેમાં કેળવાય છે. આવી દૃષ્ટિથી કદી અહિંસક સમાજરચના સ્થપાવાની નથી પરંતુ હિંસાખોરીનો જન્મ થાય છે, એટલે આપણી વાતચીતથી માંડીને બધાં કામો પણ ભાવનાત્મક એટલે કે ગ્રામ-માનસમાં વિકાસનાં તત્ત્વો પૂરનાર પોષક હોય એ ખાસ આવશ્યક છે.

## ત્યાગમાં હરિફાઈ શોભે

ગરીબોની સેવા કરવા જઈએ ત્યારે જો આપણે અંદરોઅંદર પ્રતિષ્ઠા કે સત્તા માટે હોંસાતોસી કરવા મંડીશું તો ગરીબ જનતા સામે એક ખોટો દાખલો બેસાડીશું. તેઓ સમજશે કે આ માંહોમાંહે એકબીજા લડે છે ને એકબીજાનું બૂરું બોલું છે માટે બન્નેમાં કંઈક કાળું હોવું જોઈએ. આપણી જાતને અને કામને હંમેશાં ઊજળાં રાખવા માટે અગત્યની વાત શિસ્તની છે. આપણા આચાર તેમજ વિચારમાં કડક શિસ્તથી બંધાએલા રહેવું જોઈએ. આપણને જે સ્થાન સોંપાય અથવા સ્વેચ્છાથી જેની આપણે પસંદગી કરી હોય તે સ્થાનને શોભાવવું રહ્યું. પાછા તો ન જ પડાય પણ આગળ વધવાની કે બીજાનું સ્થાન પડાવી લેવાની, બીજાના કામમાં હસ્તક્ષેપ કે માથું મારવાની કદી ટેવ ન પાડવી. ઘણીવાર એવું બને કે આપણને જીવનભર એક સાદા સિપાહી તરીકે કામ કર્યા કરવું પડે. આપણામાં સેનાપતિ જેટલી શકિત હોવાનું આત્મભાન જાગ્રત થયા કરે એ સ્વાભાવિક છે. પરંતુ સહુને એવી ઇચ્છા થાય ને સહુ સેનાપતિ થવા માટે જ ઝંખે ને દોડે તો પછી સિપાહી બનીને સેવાના કાર્યનો સીધો અમલ કરશે કોણ? આપણને સિપાહી મટીને સેનાપતિ થવાનું મન થાય છે એ આપણું છીછરાપણું બતાવે છે. સિપાહી થવું એ દરેક સેવકનો

ફરજ છે. એમ કરતાં સેનાપતિપદ આવી જ પડે તો તે જવાબદારી પૂરી કરવા તૈયાર રહેવું. એટલે ખરી વસ્તુ ત્યાગની બાબતમાં હરિફાઇ કરવાની છે.

## એક આકરી અગ્નિપરીક્ષા

સેવાનું કામ તરવારની ધાર ઉપર ચાલવા જેવું ઘણીવાર થઇ પડે છે. જેમ અગ્નિ ઉપરથી ચાલવાનો પ્રયોગ કરવા જતાં દાઝી પણ જવાય, એમ સેવાના ઘણા લાંબા કાર્ય પછીયે મનમાં નિરાશા, દુઃખ ને વ્યથા થાય, એવા પ્રસંગો પણ ઊભા થવાનો પૂરો સંભવ છે. એ વાતનો આરંભમાં જ વિચાર કરી લેવો જરુરી છે, કારણકે સેવા એ એક આકરી અગ્નિપરીક્ષા જ હોય છે, તેમાંથી પસાર થઇ શકીએ તો શુદ્ધ સોના જેવા સેવક બની શકીએ નહિતર બળીને ખાખ થઇએ. એ છે આપણો તેમ જ સહકાર્યકરોનો પરસ્પર પ્રત્યેનો તેજોદ્વેષ. આખરે તો આપણે બધાં માણસો જ છીએ ને? એટલે આપણે બીજાની ચઢતી જોઇ ન શકીએ અથવા બીજા આપણી ચઢતી ન સાંખી શકે, એવું બનવાનો ઘણો સંભવ રહે છે. બીજાની પ્રતિષ્ઠાને સહન ન કરી શકવાની વૃત્તિ બહુ સૂક્ષ્મ રીતે આપણામાં કામ કરી રહેલી હોય છે. પરંતુ સમજાય તો આપણે એટલું લક્ષમાં રાખવું કે બીજાની પ્રગતિ ને તેજ સહન નથી થતું તેનું કારણ આપણી અસહિષ્ણુતા, અનુદારતા ને કાયરતા છે. આવું દુષણ આપણામાં ઘર ન ઘાલે એની તકેદારી રાખીએ, ને આપણે જેને સાથી માન્યા છે તેઓ વિઘ્નસંતોષી બને. તો પણ હારી બેસવાનું નથી. કારણ અહિંસા તો શીખવે છે કે આપણા તેજને સહન ન કરનાર, પ્રગતિને રોકનારનીયે આપણે તો સેવાજ કરી છુટવાનું છે, તેઓ પણ આખરે તો આપણાજ દેશ બાંધવ છે ને? આપણી કસોટી કરનાર, માર્ગમાં અંતરાય ઉભા કરનાર, સતાવનારને પ્રેમથી સહન કરવાનો પ્રથમ પાઠ જો ન શીખી લઇએ તો પછી બધી સેવા એકડા વગરનાં મીંડા જેવી પૂરવાર થવાનો પૂરો

સંભવ છે; બાકીતો હવે ગાંધીજીના અવસાન પછી આપણામાં ખમીર હશે તોજ ટકાશે નહિતર ભાંગી પડીશું.

## ટીકા કરવાની વૃત્તિ

ટીકા કરવાની ઇચ્છા કોનામાં નથી હોતી ? પણ સેવકોએ પરસ્પરની ટીકા જાહેરમાં ન કરવી એમાં જ શોભા રહેલી છે. કારણ કે ટીકા કરવાની વૃત્તિના મૂળમાં જાણે આપણે નિર્દોષ છીએ ને બીજાના રાઇ જેવડા દોષ પહાડ જેવડા છે એવું બતાવીને આપણે વધુ સારા છીએ એવી છાપ પાડવાની કોશીશ બધી ટીકા પાછળ સૂક્ષ્મપણે પણ રહેલી હોય જ છે. પરંતુ, માણસ માત્ર ભૂલને પાત્ર હોય છે એવી મર્યાદાનું જ્ઞાન સહુને સ્મરણમાં રહે તો કેવું સારું ! જો આવી સમજ આપણામાં જાગ્રત રહે તો પછી આપણે સમાજની કે આપણે માની લીધેલા વિરોધીની નીતિ અગર આચરણના રક્ષક થવાની જાતે વહોરી લીધેલી ફરજ બજાવવાપણું નહિ રહે. બીજાએ શું ન કરવું તેના કાજી થઇ બેસવાની જરુર હવે આપણું રાજ થયા પછી નથી રહી એ ભૂલાવું ન જોઇએ. છતાંયે જો સંજોગવશાત્ ન છૂટકે પણ કાજી થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય જ તો કોઇનીયે દુષ્ટતા ખુલ્લી પાડવાની બૂરી દાનત આપણે વ્યક્ત ન કરી બેસીએ એટલું લક્ષમાં રહે એ આવશ્યક છે. કારણ કે એવું હીણું કામ કરવા બેસીશું તો આપણે મિથ્યાભિમાની અને દંભી ઠરીશું. ઇશ્વર જેમ પોતાની કૃતિને નભાવી લેવા જેટલી ઉદારતાને તટસ્થતા જાળવે છે તેમ આપણે પણ શીખવું. કોઇના યે કાર્ય કે જીવન વિષે ટીકા કરવાનો પ્રસંગ બનતાં સુધી ટાળવો એ જ ઉચિત છે. પરંતુ જો ટીકા નોંતરે એવી વિષમ પરિસ્થિતિ ઉભી થાય ને મૂંગા રહેવાથી અનર્થ વધશે એમ લાગે તો પછી ન છૂટકે આપણે વિધેયાત્મક ટીકા કરવી. એ રીત સરળ ને શુદ્ધ હેતુવાળી છે. કોઇને યે ઉતારી પાડવાનો તેની પાછળ હેતુ નથી હોતો પણ વિકાસમાં મદદ કરવાનો હોય છે.

## વડીલોની ટીકામાં ન પડશો

આપણે સહુએ ગાંધીજી પાસેથી સેવાની દીક્ષા લીધી છે. છતાં આપણી વચ્ચે દૃષ્ટિ અને અનુભવનું સામ્ય નથી રહ્યું. આપણે એક જ વસ્તુના બે અર્થ ઉભા કરવા સુધી જુદા પડી રહેલા છીએ. આપણી સત્યપૂત સમાધાન કરવાની વૃત્તિએ પણ મર્યાદા ઓળંગવાનો આરંભ કરી દીધો હોય એવું આપણાં કેટલાંયે કાર્યો ઉપરથી વરતાઇ આવે છે. આ સ્થિતિ ખાસ કરીને નવલોહિયા યુવાન વર્ગને અકારી લાગે છે, ને એ સમજી શકાય તેવી વાત છે. તેમ છતાં જેઓ ઘણાં વરસોથી સેવાના ક્ષેત્રમાં પડેલા છે તેઓ હવે સત્તા હાથ આવ્યા પછી સેવાની બાબતમાં કંઇક મંદ અને ઉત્સાહહીન દેખાય છે તેથી કોઇએ ધૈર્ય ગુમાવવાની જરૂર નથી. જેઓ પોતાને પ્રગતિશીલ માને છે તેઓ પણ પોતાની ભાવિ પેઢી હજીયે વધારે પ્રગતિશીલતાની મશાલ લઇને પાછળ ઉભેલી છે જ એ ધ્યાનમાં રાખીને જે વડિલો સિદ્ધાંતની બાબતમાં શિથિલ થતા દેખાય છે તેઓ પ્રત્યે નમ્ર અને સહિષ્ણુ બને એ જરૂરનું છે. આપણા વડિ-લોની દોરવણીમાં કે વહીવટમાં ખામીઓ દેખાય તો જાહેરમાં તેમની ટીકાઓ કરવા દોડી જવા કરતાં તેમની પાસે જઇને તેમનો ખુલાસો મેળવવા જેટલી ધીરજ રાખીએ તો આપણો પ્રજા સેવા કરવાનો આશય વધારે સારી રીતે પાર પડશે. જેઓ સત્તાસ્થાને કે આપણાથી આગળ છે તેઓની ભૂલો અંગે જાહેરમાં ચર્ચા કરીને, તેમનું સ્થાન જાણે આપણે લઇ લેવા માગતા હોઇએ તેવી સૂક્ષ્મ મનોવૃત્તિથી પ્રેરાઇને વારંવાર મચ્યા રહેવું એ ભલે રાજકારણનો એક દાવ ગણાતો હોય, પરંતુ એવા દાવ ખેલવામાંજ જો આપણે રચ્યાપચ્યા રહીશું તો ગરીબોની સેવાનું કામ તો રખડી જ પડવાનું છે એ હંમેશા યાદ રહેવું જોઇએ. ગરીબોને એવા રાજ-કારણીય દાવપેચની કાંઇ જ ગતાગમ નથી હોતી, તેમને જો આપણા વડીલોના દોષો ચીંધી બતાવશું તો તેઓ તરત તે માની લેશે ને

વડીલો પ્રત્યે તેઓએ જે હૃદયની શ્રદ્ધાને આધારે આદર કેળવેલો છે તેનો નાશ થશે. એ આદર અને તેઓને અનુસરવા માટેની ગરીબોના હૃદયની ધગશને બુઝાવી દઈશું તો તે નવા સ્વરૂપે ફરીથી એવું કાર્ય કરનાર પ્રત્યે પ્રજ્વલિત થશે એમ માનવું એમાં ડહાપણ નથી. કોઇપણ વિચારને અનુસરીને ગરીબોની સાચી સેવા કરવા ઇચ્છનારે ટીકાખોરીને, આગળ આવવાનું કે પોતાનું સ્થાન સાચવી રાખવાનું સાધન કદી ન બનાવવું જોઇએ.



સેવા કરવામાં આપણને ગમવા ન ગમવાપણું બહુ હોવું ન જોઈએ. જે અને જ્યાં સેવા આવી મળે તેનો સ્વીકાર કરી લેવો જોઈએ.

**ગાંધીજી**

# ગરીબોની સેવા

**આ**શ્રમ જોવા આવેલા કેટલાક વિદ્યાર્થીઓ એમને પૂછ્યુંઃ અમે ફુરસદને સમયે અને રજાઓ દરમ્યાન કંઇક સેવાનું કામ કરી શકીએ તે માટે તમારી પ્રત્યક્ષ કાર્ય કરવા માટેની શું સૂચનાઓ છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં મેં તેઓને કહ્યું કે તમારી નજીકમાં જે કોઇ પણ ગરીબ વસતિ હોય ત્યાં જાવ. તેઓનાં બાળકો સાથે વિનોદ કરતાં કરતાં સ્વચ્છતા ને સફાઇને અંગે સહાનુભૂતિપૂર્વક તેમને સૂચનો કરતા રહો. થોડાક ભળી જાવ પછી તેમના બાળકોને રમતગમત કરાવો. તેમનાં ઘર સ્વચ્છ કરીને તેની ગોઠવણી કરવામાં મદદ કરો. એમ કરતાં કરતાં તમે તેઓમાંના એક બનો ને તેમનાં જીવનમાં વધુ ને વધુ રસ લેતા થાવ. આ સૂચન સાથે તેમને મેં એવી પણ ચેતવણી આપી કે ગરીબોના જીવનમાં રસ લઈ શકાય તેવું, આજનું ભણતર ભણેલા ને આધુનિક ઢબે જીવન ગાળવાને ટેવાએલા વર્ગ માટે, કાંઇ જ નથી. એટલે આવા કામનો આરંભ કર્યા પછી યે તેમાં રસ ન પડતાં, કામ બંધ કરવાનો વખત આવે તો નવાઇ ન પામવી, ન નિરાશ થવું.

દેશના ગરીબોની સેવા કરીને દેશને માટે કાંઇક કરી છૂટયાનો સંતોષ લેવાની તીવ્ર ઇચ્છા ઘણાના મનમાં જાગ્રત થાય છે. એ સાચી વાત છે. પણ એ ઇચ્છાને પરિપૂર્ણ કરવાની તક ઘણા મોટા સમુદાયને નથી મળતી, એવું જોવામાં આવે છે. પરિણામે એ શુભ ઇચ્છા એળે જાય છે ને ઇચ્છા કરનારને હંમેશનો અસંતોષ રહી જાય છે. આમ થવાનું કારણ એક જ છે કે આપણી ગરીબોની સેવા કરવાની તીવ્ર ધગશ હોવા છતાં, આપણે ગરીબોના જીવનમાં રસ ન લઇ શકવાથી લીધેલું કામ અધુરૂં મૂકીને ભાગી છૂટીએ છીએ.

ગરીબોની સેવા કરવા માટે તેમના જીવનમાં રસ લેવો આવશ્યક છે જ. પરંતુ શાથી રસ નથી લઇ શકાતો એ પરિસ્થિતિ

વિચારણા માગી લે છે. આપણા મનમાં ગરીબો પ્રત્યે સહાનુભૂતિ ઘણી હોય છે, તેઓને માટે ઘસાઇ છૂટવાની પણ આપણી તત્પરતા હોય છે. તેમ છતાં આપણે ગરીબોના જીવનમાં પૂરેપૂરો રસ લઇ શકતા નથી. તેનું પ્રધાન કારણ આપણી એ દિશાની પ્રતીતિનો અભાવ જ છે.

આપણે દેશના ગરીબોની સેવા કરવાની ધગશ ધરાવીએ છીએ. પરંતુ તે ઉપરછલ્લી પૂરવાર થાય છે, કારણ કે આપણી પાસે ગરીબોની સેવા કરવી જ જોઇએ, એવી કોઇ જ પ્રતીતિ નથી. ને પ્રતીતિ વગર આપણે માત્ર બુદ્ધિથી કે લાગણીથી પ્રેરાઇને સેવાની ધુંસરી ખેંચ્યા જ કરીએ તો તેથી નથી આપણને પૂરો સંતોષ થવાનો, કે નથી ગરીબોની સાથે એકતા સાધી શકાવાની, આપણી પ્રતીતિનું બળ એ માત્ર બુદ્ધિપૂર્વક વિચારી કાઢેલી યોજના અથવા તો ગરીબો પ્રત્યેની લાગણીમાંથી નથી પ્રગટતું એ યાદ રાખવું જોઇએ. પ્રતીતિ એ બુદ્ધિ અને હૃદયના સંપૂર્ણ સહકારથી દીર્ઘ અભ્યાસને અંતે, પ્રત્યક્ષ કાર્યરૂપે, મૂર્ત સ્વરૂપ પામેલી એક ચિરંજીવ કાર્ય શક્તિ છે. એને આશા નિરાશાના ક્ષણિક પવનથી ચલિતથવાપણું નથી હોતું. તેમ તેને હારજીતના જુગારીવેડાનો પણ સ્પર્શ નથી થતો. એટલે પ્રતીતિ એ તો જીવનનો એક એવો તેજીલો નિષ્કર્ષ મનાયો છે કે જે સાધ્ય રાખેલી વસ્તુ યા પરિસ્થિતિને ગમે તે ભોગે આત્મસાત્ કરી લેવાનું પ્રચંડ સારક બળ ધરાવે છે.

તો પછી પ્રશ્ન એ ઉભો થાય છે કે ગરીબોની સેવા કરવાની પ્રતીતિ જાગ્રત કરવાનો કોઈ માર્ગ તો હશે ને? એવો માર્ગ છે, અને સેવા કરવાનો વિચાર કરતાં પૂર્વે એ માર્ગની સમજણ પ્રાપ્ત કરી લેવી અનિવાર્ય પણ છે. કારણ કે તો જ આપણે ગરીબોની સેવાના કાર્યને ફળદાયી ને પરિણામજનક બનાવી શકીશું.

જનતાની સેવાના કાર્ય માટે સાચી પ્રતીતિનું બળ એકત્ર થાય એ સારૂ બે પ્રધાન વસ્તુની અપેક્ષા રાખવામાં આવે છે. એક તો

આપણો બાહ્ય તેમ જ આંતર આચાર ગરીબોના જીવનની સાથે મેળ કરે તેવો, સુસંગત હોવો જોઇએ. એટલે કે ગરીબ જેવી રીતે પોતાની મર્યાદિત જરૂરીઆતો વચ્ચે સાદું જીવન ગુજારે છે, તેવી રીતે આપણી પાસે આપણી જરૂરીઆતો પૂરી કરવાનાં તમામ આધુનિક સાધનો હોય તે છતાં, આપણી જરૂરીઆતો ઓછામાં ઓછી કરવા પ્રયત્નશીલ રહેવું જોઇએ. જ્યાં સુધી આપણા ને ગરીબોના જીવનની વચ્ચે સામાન્ય સગવડો પુરી પાડવા અંગે બહુ વિશાળ અંતર છે, ત્યાં સુધી આપણે તેઓની સાથે એકરૂપ થવાનો પ્રયાસ મિથ્યા છે, એમ કહેવામાં હરકત નથી.

બીજી મહત્ત્વની વસ્તુ તે આપણા મન્તવ્યની દૃઢતા છે. મન્તવ્યની દૃઢતાનો આજે અવળો અર્થ થઇ રહેલો જોવામાં આવે છે, ને તેમાં મતભેદ એ કોઇ બહુ જ મોટી વસ્તુ હોય, તેવી રીતે વિચાર ને ચર્ચા કરવામાં આવે છે. પરંતુ મતભેદ કરતાં મતમેળ એ જ અતિમહત્વની વાત છે, એ સમજી લેવું જોઇએ. મતભેદ તો અનાદિ કાળથી ચાલતા આવે છે ને હજી માણસજાત જીવશે ત્યાં સુધી રહેવાના જ. પરંતુ એમાં મુખ્ય વાત તો એ છે કે મતનો જેટલો વધારે સુમેળ કરી શકાય તેટલો જ લાભ છે. માણસજાત મતભેદથી નહિ, પરંતુ મતમેળથીજ પ્રગતિ કરી રહેલ છે, એ એક હકીકત છે, એટલે આપણે પ્રજાની સેવા કરવા માટે કોઇ પણ પ્રકારના મતભેદથી પર એવી સેવા કરવાનોદૃઢ નિશ્ચય કેળવેલો હોવો આવશ્યક છે.

આમ આપણે પ્રતીતિનું બળ મેળવવા માટે આપણો બાહ્ય આચાર સુધારી લઇને તેમજ બુદ્ધિભેદ ઉભા કરનાર મતભેદની વૃત્તિને મતમેળની ભાવનામાં પરિવર્તિત કરીને, પછી ગરીબોની સેવા કરવા જઇએ તો જ એવી રીતે કરેલી સેવાથી ગરીબોના સાવ અંધકારભરેલા જીવનમાં પ્રકાશનો થોડો સંચાર કરવા શક્તિમાન થઇશું ને સાથે સેવા કર્યાનો સંતોષ પણ લઇ શકાશે.

પરંતુ, આપણા આજના જીવનમાં સાદાઇ ને ગરીબીનો સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કરવાનું સહેજે મન નથી થતું, તેનું કારણ આધુનિક જમાનામાં સુધારાને નામે ફેલાઈ રહેલો વૈભવ ને વિલાસ છે. જરૂરીઆત ઘટાડવાને બદલે વધારવાની વૃત્તિ જોર કરે એવા પ્રકારે આજની કેળવણી અપાઇ રહેલી છે, એટલે પરિણામ એ પણ આવેલું છે કે પોતાની જરૂરીઆત માટે બીજા કોઇ મહેનત કરે એ જ બરોબર મનાય છે! પરંતુ જાતે મહેનત કરીને પોતાની જરૂરીઆત પુરી કરી લેવાનું રાખવામાં આવે તો જ સાદાઇને આપણા જીવનમાં સ્થાન આપી શકાય. મહેનત--મજૂરી કરવામાં શરમ કે સંકોચ રાખનાર, પોતાના જીવનમાં સાદાઇ--સરળતા વણી લેવાનો પ્રયાસ કરે તો તે પ્રયત્ન મિથ્યા છે એમ કહી શકાય. ખાદી અને તેની સાથે રચાએલું સાદા જીવનનું રહસ્ય આજ છે, કે એ દ્વારા દેશને ઉપયોગી થાય એવા પ્રકારની જાતમહેનત કરીને, ગરીબોની સાથે એકતા સાધી શકાય છે.

તે ઉપરાંત આપણા મતભેદો સામે રાખીને જે ખરેખર અતિશય મહત્ત્વની બાબત ગરીબોની સેવા છે તેને વિસારે પાડીએ છીએ ને મતભેદો મિટાવી નથી શકાતા, તેનું કારણ આપણી નિર્બળતા હોય છે. જેને આપણે વિરોધી માની લીધેલ છે, તે આપણાથી વધુ શક્તિશાળી પુરવાર થશે તો આપણે સેવેલી માન્યતાને અને કાર્યને માટે સ્થાન નહી રહે, એવી બીતીવાળી મનોદશાને કારણે ઉભો થયેલો દ્વેષ આપણને મતભેદ ટાળી દેવાને બદલે કાયમ જકડી રાખે છે. જો આપણી જાતમાં પૂર્ણ આત્મવિશ્વાસ હોય તો આપણે બીજાના મત વિષે લક્ષ રાખવાને બદલે આપણા જ કાર્યમાં વધુ જાગ્રત રીતે મશગૂલ રહીએ. ને જેટલો બની શકે તેટલો મતમેળ કરતા રહીએ. આવી સમજણ વાળી દૃષ્ટિ હોય તો આપણે સાચી નિષ્ઠાથી ગરીબોની સેવા કરવાની પ્રતીતિ આપણા અંતરમાં જાગ્રત કરી શકીએ. વળી સેવાનું કાર્ય કરીને દેશને માટે કંઇક કરી છૂટયાનો સંતોષ

લેતાં પહેલાં સેવાના હેતુ વિષે પણ આપણા મનમાં સ્પષ્ટતા થાય એ ખાસ અગત્યનું છે.

આપણે માનેલા કોઇ રાજકીય કે આર્થિક હેતુ સિદ્ધ કરવા માટે ગરીબોના જીવનમાં રસ લેતા થઇએ એ સાવ જૂદી વસ્તુ છે. આપણો સેવાનો હેતુ શુદ્ધ હોવો જરૂરનો છે. ગરીબો સજ્ઞાન બને, તેઓને પોતાના જીવનમાં આશા ને ઉત્સાહ પ્રગટ કરવાનું બળ મળે, એવા સ્પષ્ટ હેતુથી આપણે કામ કરીએ તો જ પરિણામે સેવક, સેવ્ય તેમજ સમાજને લાભ થાય. આપણા મનથી મહત્ત્વના માનેલા એવા કોઇક હેતુઓ પાર પાડવા પૂરતા જ ગરીબોની સેવા કરવા તત્પર થઇએ તો પેલા ગોરાઓને બદલીને આપણું રાજ્ય સ્થિર કરવામાં આપણે સફળ થઇશું ખરા, પરંતુ એ રીતે ચાલતું રાજ્ય ગરીબોનું સાચું હિત કરનારૂં ન પણ નીવડે--જો સેવાને ખાતર જ સેવા કરવાની માનવતાભરેલી દૃષ્ટિથી પ્રેરાઇને આપણી સેવા ન થાય તો.



# ગાંધીમાર્ગ શા માટે ?

**હિંદની** રાજકીય સ્વતંત્રતા મેળવવામાં ગાંધીજીએ બતાવેલો અહિંસાનો માર્ગ કામિયાબ પુરવાર થયો. હવે રાજકીય ક્ષેત્રમાં દેશને સ્વતંત્રતા અપાવનારા એ માર્ગનું અનુસરણ દેશના બીજા પ્રશ્નોના ઉકેલ માટે પણ આપણે ચાલુ રાખીશું કે પછી પશ્ચિમના દેશોમાં જે પ્રકારની કારમી હરીફાઈ જીવનના બધાં ક્ષેત્રોમાં પ્રવર્તે છે તે માર્ગ આપનાવીશું ?

આ પ્રશ્ન દેશની અત્યારની પરિસ્થિતિમાં ગંભારતાથી આપણે વિચારી લેવાની જરૂર છે કારણ કે દુનિયા આખીમાં આજે બે પ્રકારનાં બળો છે. એમાંનું પ્રથમ બળ તે ગાંધીજીનો શાંત માર્ગ છે અને બીજું બળ તે રશિયા, ઈંગ્લાડ ને અમેરિકાનો વેરઝેરનો માર્ગ છે. અમેરિકા અને રશિયાના માર્ગો વચ્ચે બહારથી ફેર દેખાય છે ખરો. પરંતુ એ બહારના ભેદની ભીતરમાં જે વેરવૃત્તિ કામ કરી રહેલી છે તે તો બન્નેમાં સરખીજ લાગે છે.

ગાંધીજીના માર્ગનો મૂળભૂત સિદ્ધાંત એકજ છે કે માનવી એ નાનકડું પેટ લઇને તેમાં ખોરાક નાંખવાની શોધમા ભટકયા કરનારૂં કોઇ પ્રાણી નથી. પરંતુ વિશ્વમાં જે એક અજ્ઞાત અને અમાપ ચેતન તત્વ વિસ્તરી રહેલું છે, તેના જીવંત અંશરૂપે જ માનવી એક પ્રવાસી તરીકે આ દુનિયામાં કાર્ય કરી રહેલો છે. આમ ગાંધીજીનો માર્ગ માનવીનું કેવળ સ્થૂલ નહિ પરંતુ સૂક્ષ્મ મૂલ્યાંકન કરે છે. એટલે રચનાત્મક કાર્યક્રમનો મૂળ હેતુ પ્રજાની કેવળ આર્થિક સ્થિતિ સુધારવાનો નથી રહ્યો. પણ તેના કરતાંયે જે વધારે મહત્ત્વની વસ્તુ માનવામાં આવી છે તે તેના સદ્ગુણોનો વિકસ સાધવાનો છે.

આ દૃષ્ટિનો પશ્ચિમના વિચારો સાથે મેળ નથી બેસી શકતો એ સાચું છે. પરંતુ એટલાજ માટે હવે ગાંધીમાર્ગ દેશમાં પ્રવર્તતાં રાજકીય, આર્થિક ને સામાજીક અનર્થો દુર કરવામાં સફળતા

નહિ પ્રાપ્ત કરી શકે એમ કહેવું એ ઉચિત નથી. ભલે આ શાંતમાર્ગ જમાના જુના ધર્મના અને આજે કંઇક અળખામણા થઇ પડેલા જીવનના નૈતિક પાયા ઉપર રચાએલો હોય. પરંતુ તેના એ આધ્યાત્મિક સ્વરૂપને લીધેજ આપણે એની પ્રત્યે અણગમો રાખીશું તો માનવજાત આજે જે નિરાશામય અંધકારમાં પ્રકાશ મેળવવા માટે ઝંખી રહેલ છે તેને કદી પશ્ચિમે વિચારેલા માનવીના સ્થૂલ જીવનના આર્થિક પ્રશ્નો હલ કરીને સમાનતા માગનારા માર્ગે પ્રકાશ લાધશે કે કેમ એ વિષે શંકાઃ ઉપસ્થિત થાય છે.

રચનાત્મક કાર્યક્રમની આખીયે કલ્પના પ્રજાજીવનને આર્થિક દષ્ટિએ સદ્ધર બનાવીને માનવીને સાચી ગુણસમૃદ્ધિનો વારસો આપવાની દષ્ટિએ ઘડાએલી છે. હિંદની પ્રજાએ છેલ્લી પચ્ચીસી દરમીઆન એ હકીકત અનુભવી લીધી છે કે એક તદ્દન ગરીબ અને કંગાળ પ્રજા પણ જો પોતાનામાં રહેલી શાંત શક્તિનો શુભ હેતુ પાર પાડવા માટે સમન્વય કરીને તેનું સંગઠન સાધી શકે તો તેથી દુનિયાની પ્રજાએ કદી ન ધારેલું કે જોયેલું હોય એવું શાંત ક્રાંતિકારી પરિણામ લાવી શકાય છે. કેટલાક લોકો હજુયે એમ માને છે કે હિંદની સ્વતંત્રતા એ માત્ર ગાંધીમાર્ગની સિદ્ધિ નથી. પણ એ તો આંતરાષ્ટ્રિય રીતે થએલી ઈંગ્લાંડની કફોડી સ્થિતિનુંજ પરિણામ છે. આમ માની લઇએ તો પણ એક વાત તો સ્પષ્ટ જ છે કે આજે હિંદને સાંપડેલી રાજકીયમુક્તિને સંભાળવા જેટલી થોડીઘણી વ્યવસ્થાશક્તિ પણ અવશ્ય ગાંધીમાર્ગમાંથી મળેલી સંગઠન અને શિસ્તની અજોડ ભાવનામાંથી જ પ્રગટેલી છે.

એટલે, દુનિયામાં આજે જે બે બળવાન પ્રવાહોની વચ્ચે માનવસમાજ વહેંચાઇને બન્નેની ભીંસમાં અવાર નવાર ભીંસાઇ રહ્યો છે તેવે વખતે હિંદની પ્રજાએ નિશ્ચિત કરી લેવું આવશ્યક છે કે તે ગાંધીજીના આપેલા માનવપૂર્ણ મૂલ્યાંકનને સ્વીકારીને જ દેશના રાજકીય, આર્થિક ને સામાજીક સમસ્યાઓનો ઉકેલ કરવા ઇચ્છે છે કે

પછી પશ્ચિમે સૂચવેલી સ્વાર્થપૂર્ણ રીતે એ આગળ વધ્યાનો સંતોષ લેવા ઇચ્છે છે. આપણે ગંભીરતાથી વિચારીને હવે જીવનને આકાર આપીને જીવન પ્રમાણ દ્વારા નિશ્ચિત કરી લેવાનું છે કે આપણે ખરેખર ગાંધીજીના માર્ગને એક રાજનીતિના પ્રચારસૂત્ર પૂરતા જ રાખવા માગીએ છીએ કે પછી સાચે સાચ કરોડો ગરીબોનાં દુઃખ ને દરિદ્રતા દૂર કરવા માટે અપનાવવો છે.

ગાંધીમાર્ગ વધારે પડતો શાંત, ત્વરિત પરિણામ ન દેખાડી શકે તેવો અને સ્થૂલ અર્થમાં તોફાન, ઝંઝાવાત કે ક્રાંતિની બાહ્ય ઘુમરાણ ન મચાવી શકે તેવો કંઇક સ્થિરને વધારે પડતાં સમાધાન-કારક તત્ત્વોથી ભરેલો લાગે છે. તેથી નવલોહિયા યુવાન કાર્યકરોને આ માર્ગ પુરેપુરો આકર્ષી શકતો નથી. નવયુવાન વર્ગને સ્થૂલ સંઘર્ષ જેટલો રૂચે છે તેટલો આ શાંત માર્ગમાંથી તેને નથી મળી રહેતો એ એક હકીકત છે. એટલે ઘણીવાર એવું બને છે કે ગાંધીજીના માર્ગે અનુસરણ કરનારા યુવાનો ધૈર્ય ગુમાવી બેસીને સેવા ક્ષેત્રમાંથી પાછા ફરે છે, આ શાંતમાર્ગ જીવનનું જે સાચું ઉંડાણ માગી લે છે તેજ મહત્ત્વનું છે, એ વસ્તુ સ્મરણમાં રહેવી જોઇએ. ગાંધીમાર્ગ બાહ્ય ધાંધલ નથી કરતો, પ્રચારની ધમાલ નથી ઇચ્છતો કારણ કે એ માર્ગે ચાલનારને બહારનું પરિવર્તન કરવાની કે લોકોની વાહવાહની કોઇ ખેવના જ નથી હોતી. જે કાંઇ પરીવર્તન ગાંધી માર્ગમાં લક્ષા-એલું છે તે આંતરિક હોવાથી તે પુરતું બાહ્ય પરિવર્તન આપો-આપ થવાનું જ છે એ માન્યતા ઉપર શાન્ત રીતે કાર્ય ચાલ્યા કરે છે.

આ દૃષ્ટિએ જોતાં ગાંધીમાર્ગ તદ્દન શાંત લાગવા છતાં આપણા સમાજ જીવનમાં તેમજ રાજકીય જીવનમાં ભારે પરિવર્તન લાવવાની શક્તિ ધરાવનારો પુરવાર થઇ ચૂકયો છે. હજારો લોકોનાં જીવનમાં ભારે પરિવર્તન લાવવાનું બળ ગાંધીમાર્ગે પુર્યું એ તો છેલ્લાં પચ્ચીસ વર્ષમાં સહુએ જોયું જ છે, હજુ પણ જો આપણે

ધીરજથી એ જ શાંતિમાર્ગનું અનુસરણ ચાલુ રાખીએ તો પછી પશ્ચિમે વિચારેલા માર્ગદ્વારા સમાજમાં જે વેરની અમાનવ વૃત્તિ જાગૃત કરવી પડે છે તેમાંથી ઉગરી શકીએ અને સમાજના ગરીબ મધ્યમ ને તવંગર સર્વ વર્ગોનો સરખો વિકાસ અને સર્વનો સાચો ઉદય સાધવાની તક આપણે મેળવી શકીએ. પરંતુ પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે ગાંધીજીએ અહિંસાના શાંત માર્ગ પ્રત્યે આપણાંમાં જે આસ્થા ને શ્રદ્ધા જન્માવેલાં હતાં તે હવે આપણામાં રહ્યાં છે ખરાં ?



# મહાવ્રતો

સત્ય, અહિંસા, ચોરી ન કરવી,
વણજોતું નવ સંઘરવું,

બ્રહ્મચર્ય ને જાતે મહેનત
કોઈ અડયે ના અભડાવું,

અભય, સ્વદેશી, સ્વાદ ત્યાગને,
સર્વધર્મ સરખા ગણવા,

એ અગિયાર મહાવ્રત સમજી
નમ્રપણે દૃઢ આચરવાં.



# વૈષ્ણવજન

રાગ ખમાજ

વૈષ્ણવજન તો તેને કહીએ
જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તો યે
મન અભિમાન ન આણે રે- ધ્રુ-

સકળ લોકમાં સહુને વંદે
નિંદા ન કરે કેની રે;
વાચ, કાછ, મન, નિશ્ચલ, રાખે
ધન ધન જનની તેની રે- ૧

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે- ૨

મોહ, માયા, વ્યાપે નહિ જેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી રે લાગી,
સકળ તીરથ તેના તનમાં રે- ૩

વણલોભી ને કપટરહિત છે
કામક્રોધ નિવાર્યાં રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં,
કુળ એકોતેર તાર્યાં રે- ૪

